# ગુજરાતી ગાયનો.

## "ચંડાળ–ચોકડી."

———:o:———

**ગાયન ૨૭૮ મું** મન માયાના કરનારારે એ–ધુન.

પ્રાણ પ્યારા હે સરજનહારા રે શકે કોણ વખાણી ગુણો તારા,
તારી કારીગીરી કરતારા રે ચાહ લેતાં ડુબ્યા લાખો તારા.
ના જુએ પાપી, ના જુએ જાપી ના જુએ સારા નઠારા,
તોબા કરી પસતાયા જે દીલથી દીધા બહીસ્તે ઉતારા રે—સકે
ચાહે તો મારે, ચાહે તો તારે જરરા બનાવે શેતારા
જોશી નજુમી રહે ખાક ચુમી, ન વરતે તારા વરતારા રે—સકે

---

**ગાયન ૨૭૯ મું** રાગ માંડ

ભાઇ બઇરાંની ગારો તેનો અર્થ સદા સારો
તેને તમે દુવાઓ માનો; ઓ ભાઇ તમે તેને દુવાઓ માનો.
ભાઇ સમજો ઉઘાડી કાનો, માઠો માનો છો બોલ શાનો,—ઓ ભાઈ.
બેહેન ગારો તે ગારો, છે પાપોનો ભારો,
તેને કાંહાથી આશીશ માનો; બેહેન તેને કાંહાંથી આશીશ માનો.
માતા જો બચ્ચાંને જા જા મુવા કહે, લાગે ન થઇ તે ગાર,
ઉમરને વધારે, વધે ગારે ગારે, વીપતથી ઉગારે તે પરવરદીગાર.

---

**ગાયન ૨૮૦ મું** મારા નામ બેરામ ઇરાની—એ રાહ.

હાં એબી કરમની કહાણી—
હાલ્લાં મહી હાથ નાખું તીખ્ખું ખાવા હાખ,
આવે કપાયેલું કોઇ નકટી બાઇનું નાખ.—એબી.
હુઇને બીછાણામાં કરૂ પયણુવાનો વીચાર,
હપના મહી ઉભી રેહે દાકણો દહ બાર.
નોકરીમાં બહુ કામ કરી ઓઢવા જાઉં હાલ,
ખાંહડાંને લાકડીઓ ખાઇ નીકરી જાયે ખાલ.
માર ખાવાથી બચવા કરૂ ખાહડાંઓની ઢાલ,
તેજ આવી માથામાં વાગે ઉખડી જાયે બાલ.

**ગાયન ૨૮૧ મું** **રાગ—અંગ્રેજી.**

ખીસાં ખાલી છે ભાઇ મવાલી છે,
મોઢે લાલી ગોરી કાલી કરણી સૌઉ થાલી છે.
ચાલ નીરાલી છે ભોલી ભાલી છે,
બોલી ચાલીને પતરાજી બધી ઠાલી છે.
કોઇ કહે છે જહાંબખશ ભાઇ ઘેલા છે,
કોઈ કેહેછે જહાંબખશ ભાઇ અલબેલા છે,
કોઇ કહેછે જહાંબખશ ભાઇ ઘસેલા છે,
પણ સેવક ગુરૂને બોલાવનારા ચેલા છે.
ચોકડી ચંડાલ અમારી છે,
કોઇ ચોર અને કોઇતો પાકકો જુગારી છે.
પણ ચાલ અમારી સારી છે,
જે છે જેવો તેને દેવ તેવી વાત જારી છે.

---

**ગાયન ૨૮૨ મું.**

પાપ સવાબના નામ જગતમાં જુદાં, બસ જર પરવર ગણુ,
નર્ક ને જન્નત અન્નત મન્નત ઢોંગીના દાવા.
કોઇ કરમ કર લૂટથી ઘર ભર સાચાં સુન વચન શિખામણ,
જર વિન બાવા જગ કહે સમજો તે સાધુ બાવા.
માનો ભાઇ માનો આ અનુભવના બે બોલો.
કાંટો લઇ તોલો, દીલના દરવાજા ખોલો.
પૈસા ખુદાથી મેલવે જનનું ધામ છે.
પૈસાની થેલી તે હયાતી બખ્શ જામ છે;
પૈસા હશે તો હૈયે હામ જગમાં નામ છે.
પૈસા નહિ જો પાસ તો બસ રામ રામ છે.

---

**ગાયન ૨૮૩ મું**

ચાંદા ચાંદા તારી શી રે વાત ચાંદો ભલે ઉગ્યો રે,
ઉગ્યો ઉગ્યો પાછલી પહેલ્લી રાત મોતી કેરો જુમખો રે.
મારો જહાંબખશ સધાવીગો દરબાર ઘોડે બેસી આવશે રે,
તાંહાથી લાવશે મોતીનો હાર તે શીરીનબાઇ પેહેરશે રે.

---

**ગાયન ૨૮૪ મું**

આલમના કવીઓની પાસે લખાવો,
ધરતીની સારી તખતી બનાવો—આલમ૦
દરીયાનાં પાણીની શાહી બનાવો,
ખુદાની ખુબીને લખી ન શકાવો—આલમ૦
કાબેલ હુંનરમંદ શુરવીર ગણાવો
અજલ આવી લાગે કદી ન બચાવો—આલમ૦

---

# આંધરે—બેહેરૂં.

ગાયન ૨૮૫ મું. રાગ—અંગ્રેજી.

સંસાર મહીં યાર જોઇ બહાર,
બેકાર ને બેજાર કોઇ અપાર,
કોઇ ખુમાર મહીં છે બેસુમાર.
યાર જો મલે ગમખ્વાર,
પ્યાર આપી દીલ હરનાર;
સુખ હજારો હજાર પ્રેમના પછી પુકાર,
યાર જો મલે ગમખ્વાર બેહેસ્તનાં છે ખુલ્લાં બાર.
જગમાં જશ પ્યારને વશ, લાખે લાખ તરેહના રસ
ઓ જોયું જોયું જગ છે રુપે પ્યાર—

---

ગાયન ૨૮૬ મું

બાર બાર વરછે બનેવી આએવા મારે છારૂં છું છું લાએવારે લોલ,
પોરીને વાછતે નાગરાનો રોટલો, ને પોરાને લેવરી અપાવારે લોલ;
છાછુને કપરૂં ને છછરાને પાઘરૂં, ને બઇરી ને બેરકાં પેરાએવારે લોલ.
દારૂં ને તારી ને સેલ્સે દેછઇને ઢોલીને બારણે નછાએવારે લોલ.
છીક છોટાની છાત દારૂ ને તારી પીછું,
પસી બનેવી છાત રાનીના બાગબી જોછું;
આ ઘર મહી છુખ તો આવું,
પ્યારો પેમલી છાત પીછું દારૂં
પછી છેટયોથી રોબ મારૂં—

વેલ ફીકલી, વછ જગલા.

---

ગાયન ૨૮૭ મું મોન્ટી કારલો એ—રાગ.

પડયા જન્મ જનમના કડકા, દીલમાં રોજ રોજના ભડકા,
ખીસા ખાલી શાનો આલી. ગાવું દુઃખ તે કોણુની પાસ;
ગજવાં કેવી રીતે ભરવાં. નાણાં છુટે કર વાપરવાં,
કોણુના ખીસા ને કાટરવા, છોડી આસ—

કોરસ.

મામા નોકરી ચાકરી ચહાય, બંદા બીજો રસ્તો સહાય.
મામા લીલા પીલા થાય; આપણો જીવ સખ્ખે જાય;
પૈસા વીના જીગર તવાય; કોઇ પાસ ન બોલાય,
કડકીનો કોઇ ઉપાય કહેજો ભાઇઓ.—

ગાયન ૨૮૮ મું કમાકે લાયા સોનેકા હલ્લા—એ રાહ

વસાવી લાવ્યા સોદા મસાલા,
સમારી સુમારી લઇશું, રસોઇબી કરાવી લઇશું
બહુએ દબાવી લઇશું, પેટ આ પસવારી લઇશું
ઉંઘીશું લેહેર લઇ પડયા અમોલા—વસાવી.
લાયા બજારે જઇને તરતરકારી હલકી ભારી
ધોતીએ બાંધી ખાંધે લાવી તાજા પરવર કુમલા હોલકર
વેંગણા, ભીંડા, લીંબુ, કેળાં, મેથી ભાજી ચોળાઇ તાજી
સલગમ જાડા આદુ કાંદા, કોથમીર મરચાં કાચાં પાકાં
કંઇ કારેલાં કંઇ કંટેલાં, તુરીયાં કાકડી દુધી પાપડી.
થોડી તો ભાંગ લઇશું લટર પટરબી થઇશું
સીધા સવર્ગે જઇશું નાચી કુદીબી લઇશું—ઉંઘીશું.

---

ગાયન ૨૮૯ મું સબ ઘર પાગલ એ-રાહ

કજીઆ કીધા, ભજીઆં તળ્યાં વેચ્યા છે દાણા,
ગજવાં કાપ્યાં લેકચર આપ્યાં, થઇ પંડીત દાના;
પાસા નાંખ્યા, ચાબુક સાંખ્યા જઇ પોલીસ થાણા,
એવા બેચર ભાઇ શ્યાણા;
કોરટો બધી ચઢી ચુકયા, ખાસડાં લાખો પડી ચુકયાં,
થઈ સાધુ સાંઇ મૌલા, કાપ્યા રાજા ને દૌલા;
લાખો કીધા છે રૌલા, બધું પીધું ખાધું ખુબ,
મચાવી ધુમ, ઘરઘર પાડે લોકો બુમ;
એવા બેચર ભાઇ શ્યાણા.

---

ગાયન ૨૯૦ મું વાહારે મકકારી અયારી ચાલયે એ રાહ

ઠાલા ઘોંટાલા મસાલા છુંદાવશે,
લવજી સંભાળજે ટોપું ઉછાળજે;
મારી નાખું,—હવે કેમ ફાવશે, વાહવા.
સમજાવો કંઇ,—ગભરાવો નહિ,
અરે વાહરે તારી અયારી.
ફુટી ચારી,—જખ મારી;
કોઇ તો બોલો એ છે શું ધુજારો.
જુવો ન પુછો લગાવો મપારો,
ચજદાં ઉગારો,—તારો સહાગે
કેમ—દીકરા બેચર આએ એમ!—ઠાલા

---

ગાયન ૨૯૧ મું

આવોરે ભાઇઓ—હેઠયા બાઇઓ લીજાઉં મારી વાડીજી,
હીકને હોટા! કલેજી ખરીયા ખવાડી પાઉં તાડીજી;
હુકકા બુમલા ચટણી ચટાકા કવાબ કકરી બોટીજી,
ઉબરીયું પાપટ બટેરલા હાતે એહવા હારી ઝાડીજી.
મરઘીના ફાડચાં તરેલી બોઇને તનતમતી તરકારીજી,
ખાતાં ખાતાં બટાકા માંરહો ચહડે ઘેન બહુ હારી—મારી વારીજી.

## કાંટાનું કટેસર.

ગાયન ૨૯૨ મું          બચ્ચા કચરા એ રાહ

દીકરા ફજ્જુ કાપી ગજ્જું મતલબથી તું કામ કરી લે
ઘેરમાં જોઇને નોકર થઇને દાવ પુરો માંડી લે તું,

કોરસ

પસ્તાં બદામ વેપારને સલામ હવે કરૂં.
સાહુકારનો સાથી બની મોજમાં ફરૂં
કાપવા ગલાં કહે જરાં નહી ડરૂં
બસ પૈસેથી હવે હું મારાં ગજવા ભરૂં—દીકરા

ગાયન ૨૯૩ મું

Glory Glory Abysinia (3) as we go marching along
Whatwill the father say when we are at home
What will the mother say when we are at home
What will the brother say when we are at home
as we...Chorus

John left rhe whisky bottle empty on the shore
John left the brandy botle empty on the shore
John left the beer botle empty on the shore
As we go marching along
Chorus
John Rrown the anderson the number 92-(3)
as we Ohorus

**ગાયન ૨૯૪ મું** **રાગ—ભીમ પલાસી.**

ફેશનનો આજે જમાનો છે યાર
નાર સઉ વાતે મરદોની સરદાર.........ફેશન
મેંમ્બર સઉ નાર થઇ કરસું કાઉંનસીલનો કારભાર......ફેશન
બચ્ચા રમારવા જમારવા નવારવા (૨)
મરદોને સોંપ્યુ આ કામ (૨)
હમે તો પહેરીયે ઓઢીયે ફરીયે લટકાથી દરીયાકીનાર ફેશનનો (૨)

---

**ગાયન ૨૯૫ મું** **રાગ—હોલી.**

તાડી કરવી છે દવાનું નામરે.........(૨)
પીલેરે લઇ મન ઉમંગી જીવને રંગી બનાવી તમામ
પીને જુંવાન બનો તાડીના રસ તનો આપે એ જોર ઘનો ખરે મુંદામ,...પીને જું.
ગટર તું માપસે, (૨)
દુઃખ દરદ કાપશે. (૨)
ઘડીયું તમો ભાંગશો,
તનરંગી, મનરંગી, ખુબરંગી, ખુબધંગી (તાડી કરવી.)

---

**ગાગન ૨૯૬ મું.**

ગીરધારી......લે બચાવી વાલમ સાહે
વીના તારી પ્રભુ કોણ ઉગારે, (૨)
જગ મોરારી......ઓ વીહારી તુંજ વીના
મુજ નાથ નાથ કોન સુધારે, (૨)
ધુતારાઓ વહેમી લોકોથી પુંજાય, (૨)
ભલાં બની ભોલાઓને લુંટી ખાય,
હાય હાય હાય......જગમોરારી........

---

**ગાયન ૨૯૭ મું**

સોલે સંણગાર જઇને લાવજો વાલમ હુંવારી (૨)
સાડી સોભીતી સારી
કાતરક કાડી બે ધારી,
કોર હોય ઉતમ જરકારી
બાઇડી પડી માથે ભારી
ફેશનમાં ચુરછું ભરપુર હું સુધરેલી નારી (૨)
કરવા સીંગાર લાવો હાર બહું કીમતમાં ભારી (૨)
જીદને મેલી કહાડો થેલી ,,
નાર બની અલબેલી મારી ,, સોલે સંનગાર

---

ગાયન ૨૯૮ મું રાગ—અંગ્રેજી.

જોવ જોવ જોવ યારો જરા મને જોવ,
મારા જેવો એસકી ફાંકડો કોઈ મલે નહી જોવ,
જુવાન મારા જેવાને શું છે યારો બોલો.
પરણું કાંઇ નઇ શહેરાં સાથે વીચારીને બોલો.

કોરસ.

માય દીકરાં રમસુ શહેરાં મારી
શેહરાં માહરી ઓ દીલબર પ્યારી...
ફેરવસ તુને ઘોડે ગાડી
ઘોડે ગાડી ઓ દીલબર...........જોવ જોવ

---

ગાયન ૨૯૯ મું

પીને ભાંગ સીંગો સાંગ વેરી ગુંડ ને વેરી લોગ, (૨)
દાયમન મરચંટ ધાંટો પાડી મારૂં હું બાંગ.
દ ગલી વાઇટ તાઈટમ તાઇટ જોડા જોઇયે આવા લાઈટ,
ફેશનેબલ હીંદુ મેન કવાઇટ ઓલ રાઇટ.
વાઈફ મારી બાઇડી સાથે બેનીસટાન પર જઇને,
લઇને હાથ બગલમાં થાવું હું મગન.
બંનદાને કોઇ પુછે નહી ને કહે હાઉં આરયું—મીસીસ પાનાચંદ.

——:૦:——

## મસ્તાન મનીજેહ.

——:૦:——

ગાયન ૩૦૦ મું રાગ—અંગ્રેજી.

જોઓ બગલો ભગત બની બની ગની ને આય,
સાધુનો વેશ ધર્યો ડાહયો ડોહારો ઠર્યો મુશ્કેલ દરીયો તર્યો.
આ જમાનો જોઇ બનાવટ કોઇ નેકીથી ઘોઇ,
ખુબસુરત વહુ વર્યો, લાખો રૂપીઆ મલ્યા દાહરો ફર્યો

કોરસ

ધનજી ભીમો ચહડાવી આવી ધાંધલ કરશું,
ગાડી ઘોડે ફરસું સેઠના સવાઇ ઠરસું.
આવી નાજુક ધનીયાની લાવી સેઠયા બનસું,
પહેલા નંબરનો નેક નેકમાં એક.
આ જબરદસ્તીના ધનીયાની લાયો હું કેમ,
કોઈ અદેખો બને ને પૂછે જો મને તો પૂછે જમ તેને

ઓ ચુકાવી નેમ કહી જેમ તેમ બનાવી એમ.
જેઓ આય આસમાન ચલ્લી લાયો હું એમ.
તમો આજ કાલના એસ્કી જવાનીયાઓનો વાંકો ફેંટો
સીધો સેટો કેશમીર સુટ રશીયન બુટ,
નેકટાઇ કોલર બેટશમેન બોલર
બધું હમારી આગલ વટાવમાં
જેઓ બહારથી પરહેજગારનો દેખાવ ને અંદરથી ચીલ
ઝડપનો દાવ એ બધું કીધું તારે હવે-ધનજીભીમો

---

ગાયન ૩૦૧ મું

નોકરી કીધી ઘણી જઇ મુંબઇ ભણી,
કરૂં લગનની તઇયારી હાલ.
બચ્ચાં બાલા રમાડી મરઘાં કુકડાં વસાવી,
ગામનો પટેલ કહેવડાવી તતકાલ.
પાવરા પોઇસ મામાને ઘેર જઇસ,
મામો આપે ભાખરો ખૂણે બેસી ખાઇસિ.
મામી આવી મારવા નાસી નાસી જઇસિ,
ઘુઘરા અપાવી છોકરાં રમાડી ફરીસું ખુશ ખુશાલ.

---

## કરતુકી—કોરગો.

---

ગાયન ૩૦૨ મું

વ્હાલા ઓરીસે તમે સીધારોરે, ત્યાં જાવો તો જલદી પધારજોરે
મને કલ નહી પડે, મને ચેન નહી પડે,
વ્હાલી દીલબરની યાદ ત્યાં કરજોરે—વ્હાલા૦
એક પલની જુદાઇ ખમાય નહી પ્યારા,
હવે ઘેલી દીવાની થઇ કરસ મારા જાન
અરે પ્યારીના પ્રાણ અરે વ્હાલીના જાન—ત્યાં જાવો૦

---

ગાયન ૩૦૩ મું

જરથોસતી મહઝબપર મારો સદકે કરૂં જાન,
સદકે કરૂં જાન મારો સદકે કરૂં જાન—જરથોસ્ની૦
ઇયાનત પરજો ભટ પરજો નરકે ચરજો જલીને મરજો,
જરથોસ્ત સાહેબના ફરમાનને આપે નહી જે માન,
આપે નહી જે માન, પારસી, ભુલી ધરમનું ભાન—જરથોસ્તી૦

પગે નહી પરવું, નમન નહી કરવું, કમબગ કરવું ભઠ્ઠીમાં પરવું,
બલી જલીને થજો પાપીનો બુરામાં બુરો હાલ,
બુરામાં બુરો હાલ પાપીઓ, થસે આખર કંગાલ—જરથોસ્તી૦

ગાયન ૩૦૪ મું.

પીવો આદરજી પ્યાલો.
બોતલથી દીલ બહેલાવો—પીવો૦
પીપોમાં ડુબકી મારો.
તેમાંજ તરોને નહાવો,
અરે વાહવાહ ધાસલેટજી,
સેક્રેતરીને સાથે રાખો—પીવો૦

ગાયન ૩૦૫ મું કવ્વાલી—ભૈરવી.

અરે હું કમનસીબ નારી, કદર મારી તેં નહી જાણી,
જુદાઇનો જખ્મ છે કારી, કલેજે મારી કટારી—અરે હું૦
સંસાર છોડી, ઘરબાર તજી, ભટકો છો રાત તમે સારી,
નથી એ રીત જગમાં સારી, કરો કાંએ નાહક ખુવારી—અરે હું૦
ઉમીદ દીલમાં શું શું ધારી હરખથી થઇ હું દીવાની,
દીલની ઉમેદ તો દીલમાં રહી, છતાં ધણીએ દુખીઆરી—અરે હું૦

ગાયન ૩૦૬ ઠું.

કામની શું કેલવણી તમામ, શીખીને બઇરાંઓએ વાલી મોહકાણ૦
આટલી આટલી દુકતીઓ તો, ઇતરઇ ઇતરઇ જાય,
આંગલી લાગતાં છીંકી પડે રે એ તે શું કહેવાય—હાયરે વાલી મોહકાણ૦
ચણાવાલાની દીકરી ને મમરાવાલાની વહુ,
લારે લારે ચાલે તેને, તપલા મારે સઉ—હાયરે વાલી મોહકાણ૦

ગાયન ૩૦૭ મું રાગ ભૈરવી.

જીંદગી બરબાદ, કીસમતે મારી, વફા ઉપર જફા પારી,
મુજ બદ બખ્તપર, સીતમ ભારી, લાચાર બેચાર છું હું નારી—જીંદગી૦
થયો વેહમી ભરઠાર મારો, લાયો શક મુજ દામન પર,
બચાવજે હાય લાજ મારી, મદદ મવલા માગું તારી—જીંદગી૦
જીગર મારૂં જલે રાત દીન, દુન્યા મુજને છે અકારી,
આશા દીલની થઈ ભંગ મારી, છે ગમ મુજને હૈયે ભારી—જીંદગી૦

## રમતા પંચી.

ગાયન ૩૦૮ મું

### રાગ માંડ.

મન કઓનસી રાહ તું દેખત હએ,
અબ કઓનસા યાર તુમહારા હએ.
માત પીતા સુત દારા ભગીની,
કોઈ કહે કે હમારા હએ.
સબી ભર ભર નીર પીલાવે,
સબસે તુમહારા કીનારા હએ.
સમય આને કુછ સમય ન જાના,
અબ સમયપે કયું પચતાના હએ.
કાલ આકે જબ કાંધેપે બયઠા,
કઓન સહારા તુમહારા હએ.

**(કબીર ભજન.)**

---

ગાયન ૩૦૯ મું

### રાગ ભૈરવી.

મન મેરે દીન વૃથા ગંવાયા અપની પુંજીભી ખોઇ,
અચ્છા બનીજ કીયા પાતકકી ગઠડી અપને સીર ઢોઇ.
યાર અકેલા આયા મુરખ ઔર અકેલા જાવેગા,
ફીર કીસકા મુંહ દેખ ભરમતા નાહક કયું પચતાવેગા.
મએ મએ કહેતા અરે સોચલે તું હએ કૌન કહાં આયા,
કલ સોચેગા આજ સોંચલે માયામે હએ ભરમાયા.
ખેલ ખતમ હોગા મેરાભી એક સમય ઉઠ જાવેગા,
ચીલ ચીતાકી રાખ રહેગી કર કરની ભર પાવેગા.

**(કબીર ભજન.)**

---

ગાયન ૩૧૦ મું

કુદરતની આ રચના ખીલી ફુલવારી જગમાં,
જગતનું પાલણ કરે જન તારણ—કુદરતની૦
ખીલો રે શું રચના બહાર વહાલી,
ખલકનો જીવનહાર રે–પ્યારા મારા;
વેલાઓ ફુલે સજી ઝુમી રહી કુદરત સારી,
દિલમાં રબની યાદરે પ્યારા મારા;
ખીલીરે શું રચના બહાર વાહલી—જગતનું

---

**ગાયન ૩૧૧ મું** **રાગ અંગ્રેજી.**

સમજાસે ચન્દ અરસામાં તમને,
કે મારી છે કેવી ચુગાલ.
ચાલ ચાલીને બાજી હું રમતાં,
જોત જોતામાં બનાઉં હું કંગાલ.
ભાઇ બંધીના દાવપેચમાં,
ઉલટાવી કરૂં હું બેહાલ—હાં.
સીફ્નથી બિછાવી જાલ—હાં,

**કોરસ**

રમતો પચી છું નાદર દીલાવર.
જાહેર મીઠો—બાતીન કડવો;
ઢબ છબ બદલીને ફ્ન્દા રીતુરથી,
કરૂં વાર હું, દુશમનના જાનપર.—

---

**ગાયન ૩૧૨ મું** **રાગ અંગ્રેજી.**

હકનામ મુબારક લઇ એ, નીરભય થઇ જંગમા જઇ લડીએ,
સરખા બિરાદર છઇએ, ફિરતી સાગર તરીએ.......હકનામ.
લાવ મકસદ બરતું અય પરવર, હર મુશકીલ કર આસાન;
ગરદન રેહેસવાનો ધંધો લઈ બંદા પડીયા મેદાન.
નાચાર જો કંધોચ તો આધાર તું થા,
નાદાર જો કીધોચ તો સાહુકાર તું થા;
છોટો જો કીધોછ તો વડીલ તું થા,
બંધવા જો થઇશું તો વકીલ તું થા—હકનામ.

---

**ગાયન ૩૧૩ મું** **રાગ સોહેની.**

મશહુર થે જહાંમે જો ઇજ્જે શાનવાલે
વોહ ખાકમે મીલે હએ, ઉંચે દુકાન વાલે.
અય ગરદીશે જમાના, એહતો મુઝે બતાદે
કયું બે નિશાન રીરતેં, નામો નશાન વાલે?
સદ ચાક હંએ ગીરેબાં, દામન ફટા હુવા હએ
દર દર ભટક રહે હએ, યું ખાનદાન વાલે.
મજલુમ દિલપે જાલીમ, ચોટે લગા રહે હંએ
હમલે હંય તેરે ઘરપર, અય આસમાન વાલે.

---

ગાયન ૩૧૪ મું

કરી હમ પાલન સખી દસ્ત આપી
રહેમી આજે દીઠાં મહા પ્રતાપી—
ખુદા પાસે અરજ છે અમારી
સદા રહો તમો સુખ માંહે;
હમને નવાજી દઇ કીધી મદદ આજ.—કરી.

દુહો.

સુખમાં સાથી સહુ બને, સુખ સંપત સહુ ચાહય
દુખમાં દવેશી દોસ્તબી, પડતીમાં પત જાય.
દુવા દઇ દિલથી મન વારૂ, કીધું સુખી જીવન હમારૂં

———:o:———

## રંગમાં ભંગ.

ગાયન ૩૧૫ મું "કરમ કર મેરે હાલ પર અએ કરીમ"

રેહેમ તારી થઇ સુજપર ઓ દાતાર,
નમી ચાલે તુંને, બંદો ખાકસાર—રેહેમ.
પલમાં તું ઉલત પુલત કંઇ કરે,
વીચારી તુ સઉની હૈએ દાઝ ધરે,—રેહેમ,
અજબ તારો ખેલ અજબ તારૂ કામ,
ખરે તારી થાએ તારીફ ગામે ગામ.—રેહેમ.

---

ગાયન ૩૧૬ મું "અજબ છે પ્રભુ તારી લીલાનો રંગ."—રાહ

અજબ મારૂં ઉછલેછે પ્યારે જીગર,
દીલ મુજનું નાચે ભીતરની અંદર.—અજબ
હર રંગી દેખાવે મારૂં દીલ હરખાએ,
પીરોજાના પ્યારે મારૂ મન મલકાએ.—અજબ
ખરે સુંદર લેહેઝત, ને મીઠું અમરત,
તલપ દીલ થાએ, હરખ નહીં સમાએ.—અજબ.

---

ગાયન ૩૧૭ મું "ગુંઇઆસે મોરી બ્યાંરે કહો કોઈ જાએ."—રાહ.

આહારે કેવી છાતી મારી પ્યારે ઉભરાએ.
ધરક ધડક ધરકાયે—આહરે.
તન મન નાચે કુદે ભીતરની અંદર,
નવી નવી ઉલટ રે થાએ,—આહારે.
થુમક થુમક ચાલી ગઇ આંખે
પ્યારે આજ હરખ ન સમાએ.—આહારે.

---

**ગાયન ૩૧૮ મું** "હેતસે રંગ બ રંગી હરકો"—**રાહ.**

દુન્યાના ઢંગો થયાંછે કેવાં, હવસભરી દુન્યા,
લાલચ સારી દુન્યામાં ભરી, હવસી ખરી દુન્યા—દુન્યા.
મા બાપ ભાઈ, સગાંને વાલી, રહયાં છેપૈસે હાય!
પૈસા વગરની જીંદગી ખોટી, સંતોશી કહાં છે વાય!—દુન્યા.
તેની મદદ છે, તો સૌરદ છે, સઉ કોઇ નાચાર,
કહાં છે સંતોશ, કહાં છે "તાહમ્મુલ," ગીમાં કહાં તે યાર—દુન્યા.

---

**ગાયન ૩૧૯ મું** "નાચો ગાના, નાચો ગાના એ તેરા હએ દીલરૂબા"—રાહ.

સાચો તારો, એ ચાહા ખરો ગુલ નારી છે
ખરેજ તું વફા—સાચો તારો.
નામ એ તારૂં મીઠું ને મધુર છે,
સાચી તેવી ને ખરેખર વફા—સાચો તારો.
તારી એ ચાહ ખરી મુજપે સનમ,
થાઉં નહીં હું કદી બેવફા—સાચો તારો.

---

**ગાયન ૩૨૦ મું** "વાણીઆ ભાઇ ભાઈ કંઈ પોચા ખરે"—રાહ.

મારી આ થાઈ, થાઇ કમાન ખરે, મલ્યો હજ્જર વરે,
પૈસા એ જોઈ કોંય પગના ઠરે, પારશો ફશીયો ખરે,
ખુબ છે મઝા મુજ, ભાયગ ખરે.
પૈઇશા ખાતર સારા ગોમો ફરી, ખુબશા એકઠાં કરી,
શેઠોને હાથમાં હેર કરી, મલીયો શેરો વરી,
ખુબ છે મઝા મુજ ભાયગ ખરે.
પોરશી ખરચ ઘણો ઉડાઉ કરે, પાશે પોઈ ન ઠરે,
પોતીયાં હમ દાશો કહીને ફરે, પોઇશા એકઠાં કરે,
ખુબ છે મઝા મુજ ભાયગ ખરે.
પૈઇશાબી જોઇ વેણીયો ભટકે ફરે, ભાજી ખાઉ ઠરે,
જુતીનાં ટાંકી ચીઠડેહાલ ફરે, વેણીયો ખુબશો ઠરે,
ખુબ છે મઝા મુજ ભાયગ ખરે.

---

**ગાયન ૩૨૧ મું** **રાગ ભેરવી.**

પૈસાનો અજબ બ્હાર મારા પ્યારા—પૈસાનો.
શાધુ શોદાગર સૌ પૈસાના પ્યાસા,
પૈસાએ ચાલે સંસાર —સંસાર મારા પ્યારા.—પૈસાનો.
મતલબ લુચ્ચાઇની છે આજે બા દુન્યા,
ભલાઇ કરે ખાય માર—માર મારા પ્યારા.—પૈસાનો.

નર નારી મીત્રો બેશી ને દુશમન,
કરે સૌ પૈસાએ પ્યાર—પ્યાર મારા પ્યારા.—પૈસાનો
જુઠાઇ ઠગાઇએ મેં દોલત જમાવી,
ન કીધો ગુનાહનો વીચાર—વીચાર મારા પ્યારા.-પૈસાનો.

---

**ગાયન ૩૨૨ મું** **રાગ ભૈરવી—દાદરો.**

તન મન ધન જાંન સદા ન નીભે કાંઇ
માન પાન સ્થાન ધ્યાન ઠામ નામ જાંણુ જુઠા ભજ હરનામ ભાઇ.—તન.
બેટા બાપની ગરદન કાપે–જાણે ખુની કસાઇ
નાર ધણીની લાજ ન રાખે—ચાહ જગમાં ઠગાઇ.–તન.
પાર ગાંઠે સઉ ધન્ય જોઇ—આવે કરવા સગાઇ.
દુ:ખ સમે સાથ તજી—મેલે ચાલતો થાઇ—તન.
ના કર ગુમાન જુવાનીપે—જમે જશે ઘસડાઇ
મારૂં મારૂં કરે છે માનવી—એમાં નથી સચ્ચાઇ.—તન

---

**ગાયન ૩૨૩ મું** **રાગ પીલુ—કાહારવો.**

પીલે દારૂ મકન મારી હંગમારે
પીને બન્ને રંગીલા રંગમારે
નાચી કુદીને ગામડેની ઢંગમારે.—થીલે.
જે કોઇ પીએ તાડી હરાબ
તેતો બને ખરો નવાબ.—પીલે.
બુઢ્ઢો જો પીએ તો બનેનવ જવાન
જવાન પીએ તો લીએ તીર ને કમાન.—વીલે.
લે આ છલામતી તારી
હાથે નાજાં કાકલી પ્યારી
મારી ગોરી તારી કારી.—પીલે.
પીને મકન તું બની જા તૈયાર
છછરીનાં પીઉં તોબી રહું હુછીઆર—પીલે.

---

## આદાંની સુંઠ.

---

**ગાયન ૩૨૪ મું** **રાગ કલ્યાણ.**

આલમ સારી તાબેદારી કરે છે ઓ પરવર તાહરી,
ખરાં જીગરથી વાત વીચારી જઇયે હરી તમપર વારી-આલમ૦

ન્યારી ન્યારી લીલા તમારી છે બહુ અચરત કરનારી,
જગ શણુગારી કીધી મહેરબાની મનુષ્ય પર ભારી—આલમ૦
દર્દ કરો અંધકારી હમારી, છું હું મુસાફર રોહદારી,
દુન્યા કરૂં અકારી જપું હું માળા તારી.

---

**ગાયન ૩૨૫ મું.** બીબીજાન સુનીય જરી—એ રાહ.

છછરીની મુંબઇ અલબેલી, પૈછામાં ઘેલી, કાઢો બછ થેલી,
ગણત્રી પૈછાની, હીછાબ પૈછાનો, ને પૈછાનોજ વિસાર,
પૈછા હોય તો કીકલી કરૂં ગામનો બનુ છાહુકાર—હા છછરી૦
રછતેથી જાવછ તો ઇજત આપછે છીપાઇને જમાદાર,
કીકલી મારી હરખાઈ જાછે બનછે હાં ગલાંનો હાર—છછરી૦

---

**ગાયન ૩૨૬ મું.** નાચ કીકલી નાચ તું મારી સથે એ-રાહ.

હારે પ્યારી બોલો જરા તમે,
જરા લટકાથી, અરે મટકાથી ચાલો ચટકાથી-હારે૦
મને સારીને પોલકો અપાવો સાથે ઉંચી એરીનાં બુટ લઇ આવો,
તુને સારી અપાવું મારી જાન, હારે બુટબી જરૂર હું લઇ આવું,
કાંય કરેચ આય આશકને હયરાન-હારે૦

---

## ક્રીમેટોરીયમ હડખું.

---

**ગાયન ૩૨૭ મું.** ઉંચા ઓટરજા એ—રાહ.

કેમરે ભાઇ ખટલુ, હારે બાઈ મટલુ ક્રીમેટોરીયમનાં બન્ને દીલદાર,
પૈસા ખરચશું, લાગવગ લગારશું, લોકની નથી કંઈ આપણને દરકાર-કેમરે૦
સુધારો કરતાં કેવાં પડયા વધણ થયાં જુદીન સાથ કેવાં સુખી લગન,
ક્રીમેટોરીયમ કાઢીને કરીએ સગન જોઇ થશે બીડી ફુકનારાઓ મગન,
પછી ચાહું તે હું કરૂં, બાજી જોઈ હું કોર મંડુ, ક્રીમેટોરીયમનો
થશે બહાર—કેમરે૦

---

**ગાયન ૩૨૮ મું.** રાગ—ભેરવા.

જેવી કરણી કરે તેવી ભરણી ભરે, ફળ વાવે તેવું તે ચાખે,
વિનાશ કાળે થાય વિપરીત બુદ્ધી, સુલટુ હોય તે ઉલટું દેખાય—જેવી૦
ખુદાએ જનમ દીધો જેમાં, તેમાં રહેવું છે બહુ નેક,
લાખ ધરમ જુદા હશે પણ ઇશ્વર સહુનો એક—જેવી૦

---

ગાયન ૩૨૯ મું. જમાનો ઉલતો એ કેવાય—એ—રાહ.

સુધારાની જોઇ ચુકા મોહકાણુ પછી વટેળવાનું થયું મંડાણુ.
હવે શરૂ થઇ ચુકું મસાણુ નહી રહેશે નામ કે નિશાન.
સુધારા બધા તમે કરી ચુકા પાસ, બાકી શું છે દીલમાં આશ.
બી. એ. એમ એ. થઇને પાસ, ધરમનું કીધું સત્યાનાશ—સુધારાની૦
સખી બધા સ્વરગે ગયાને બાકી રહ્યા સૌ સુમ.
ફરે નામના શેઠયા થઈ દબલ ફુલાવી દુમ—સુધારાની૦
ધર્મ ચુથો ના મુર્ખાઓ જરા દીલમાં ધરો વિવેક.
લાખ્ખો ફાંફાં તમે મારીને મરશો પણ દખમું હમારૂં નેક—સુ૦
ભણતર ગણતર આહરમ ઉડીઆનાંનું પછી નથી કંઇ કામ.
આએ મુવો કે ઉંચકો મસાણીઆ રામ બોલો ભાઇરામ—સુધારાની૦

---

ગાયન ૩૩૦ મું. રાગ ભેરવી.

માયા જગતની તજને મીથ્યા, એક દીન તું મરશે.
ના કર મારૂં મારૂં નહી રહેશે તારૂં આખરમાં પ્રાણુ તારો ખરશે.
(શએર)
અંતે તારો જીવ લઈ ગયો, જમરો કરીને જુલમાત,
લાચાર થઈ તું ચાલ્યો, ધરી છાતી પર અંતે બે હાથ.
જ્યાંનું ત્યાં સૌ રહી ગયું ન લીધું કંઇ તારી સંગાત,
જે કરી ગીયો તે તું લઇ ગયો નેકી બદી બે તું તારી સાથ.
ફોકટ ફાંફાં મારે, કરે તેવું ભરે, આખરમાં નેકો ત્યાં તરસે—માયા૦

—:o:—

## જુગારનો સીકાર.

—:o:—

ગાયન ૩૩૧ મું

ચોકરીને ગુલામગીરીના કામ પારસીઓના છે,
ઓપ એખ્તીયારી ને સુદાગીરીના કામ ઇરાનીઓના છે.
ઉ-તેમ ખેતી મેધેમ વીપાર, કેનીઝ નોકરી છે હારે હારે—ચોકરીને૦
પીયાલા રેકાબી ધુમ ઓપબેલે, ઇરાણી ઓગેલ વધેચ,
દુકાન કારી શેઠીયા થઇને ધીરવાલા બેનેચ, એ કામ
ઇરાનીઓના છે—ચોકરીને૦
વીપાર છોરી નોકરી કેરી તીસ રૂપીયા કેમાવચ,
બાપદાદાના નામ ડુબારી, ઓખેર ઘેર તે વેચી ખાવચ.
એ કામ પારસીઓના છે—ચોકરીને૦

---

ગાયન ૩૩૨ મું કાફી-બરવા.

મને મોહોબતની મારી કટારી, પ્યારા મારા
કીધો જખમ કલેજે કારી—મને૦

જુદાઇના દરદથી હાય જલું હું.
થઇ દુખીયારી બહુ ભારી—પ્યારા મારા—કીધો૦
પ્રીતી તારી ન જરા વીસારી,
વ્હાલા વ્હાલી સદા હું તમારી—પ્યારા મારા—કીધો૦

---

**ગાયન ૩૩૩ મું** ભાવ ધરી ભુવનમાં—એ રાહ,

ખુશી ખુશાલીમાં આયો આજ આપણો અંજામ, દાવરનું નામ—દાદારનું નામ૦
મનની મુરાદો બર આવી છે, આપણી તમામ. કીરતારનું નામ—દાદારનું નામ૦
મહેનત કારગટ લાગી છે, આજે આપણી તમામ,
હશી ખુશીથી જઇએ, આજે આપરે મુકામ.
ચલાવી દોર શરાબનો કરી આજે ધુમધામ,
કરો ખુશીથી મજા આજ થઇ મુશકીલ આશાન—ખુશી૦

---

**ગાયન ૩૩૪ મું** જન્મો ગયા જમાના સાથ—એ રાહ.

આયે જમાનાનું પારસીપણું, દીવા નીચે છે અંધારૂં,
ઉપરથી દેખાય ધોળું ધોળું, અંદરથી છે કાળુ કાળુ.
અસલીઆતમાં હતું સઉ સારૂં, સુધારાએ કીધું અંધારૂં.
નીતી રીતી પર પરીયું તાલું, નહી જોયું તે જોવાનું.
ગફલતની નીંદથી જાગો. માબાપો આંખ ઉગાડી જોઓ,
ધમ છોડી, નીતીને તજી, બનીઆ શું લોભી, થઇ નીતીની બરબાદી,
—ગફલતની૦
દીકરીઓ સ્ટેજપર ગાયન ગાય, માબાપો જોઇને તે હરખાય,
પછી ઇનામ તે ઘેર લઇ જાય, માબાપો હરખઇ હરખઇ જાય,
દીકરીપર ઓવરઇ પોવરઇ જાય—ગફલતની૦
પછી ભેજામાં પવન થાય, માબાપનો હોકમ નહી મનાયે.
હવે તેને કંઇ નહી કહેવાય, આખર માબાપથી રરઇ જાય,
કરો કંઇ એનોરે ઉપાવ—ગફલતની૦

---

**ગાયન ૩૩૫ મું** આદમ કયુ સેહે તાનકો એ—રાહ,

દયા કરો દાદર હું, છું એક ગુન્હાગાર
બખશો મારી મારી પર, રેહેમ કરી દાતાર.
ગુમાવી જુવાની મોજમાં શોભાવવા અંગે કીધો સંગાર.
ગફલતમાં હું ભુલીયો તુને, ન યાદ કીધી તારી લગાર.
કીધી ન મેં દયા રંકપર, સતા વાપરી થઈ જુલમગાર,
લુટીઆ મેં પર ધરેં જુલમથી, થીતમ ગુજારીઓ મેં અપાર—ગુમાવી૦
ગલા ફાંસીઆ મેં કંઇકોના, ભરી દીધા ખાલી ભંડાર,
અરે. અરે મેં શુ કીધુ, મુકતી કેમ દેસે તે દાદાર—ગુમાવી૦

---

# બાપના શ્રાપ !

**ગાયન ૩૩૬ મું** રાગ—અંગ્રેજી.

જુગારીનો સદા જય છે, ઑની ફેંકો ભાગ્યોદય છે!–જુગારી.
ડાહ્યા કાગરા એમ કહે કે જુગાર ખરાબ ઘણો છે,
હું તો કહું, યારો, જુગાર રમો તો, તેમાં સવાબ ઘણો છે!–જુગારી.
લાલાજીઓ, જરા કહો મને કે સરત શુ બેહેતર છે?
એ "ફૅશનેબલ ગૅમબ્લીંગ" જુગારથી બેહેતર શું ધુર પથ્થર છે?–જુગારી.

---

**ગાયન ૩૩૭ મું**

પહેલાં લાત, પસી વાત, એવી જાત
તેની સાકરી તે કેમ કરવી?
એવું જોઇ માહરો જીવ ગભરાયો,
એવી તો માહરી જાત ગરવી!—પહેલાં.
અમે લાલાની જાત તો છારી છકારી,
બીજી જાત બધી બહુંજ નઠારી,
માહરે તે છી મોહકાણુ રરવી!—પહેલાં.

---

**ગાયન ૩૩૮ મું**

માહરૂં દૂખ ન જાણે કોઇ,
હું તો પ્યારની પ્યાસી!—માહરૂં
દરદીની ગત તો દરદી પીછાણે,
બીજું ન જાણે કોઈ!—માહરૂં
કાંટા ઉપર સેજ બીછાવી,
રયેન ગુજારૂં રોઇ!—માહરૂં

---

**ગાયન ૩૩૯ મું** લગનનુ ગીત.

વર સાસુ તે હરગવા નીસર્યા, મસ્તકે બાંધ્યા માંડવા;
વેલા તે જોઇ વર હરગયો, ગલે શોભાવ્યો હારરે!
ફુલને નારલ જલ વીટીએ છે વર હરખયો, માંડવ માંહે બેસાર્યો,
વર આપોરે જરખાનુ તાહરો, માંગે ઉતારા ઠારરે!
ઉતારા આપો વાડીના, મન હસે તે વરની માડીના,
ઉતારા આપો બાગના, મન હસે તે વરનાં બાપનાં!

---

ગાયન ૩૪૦ મું                રાગ—ભેરવી.

જફાકારો વફા ચાહી, બનેના બેવફા તમે,
વફાઝ દીલબરોની દીલભરી, એકદીલજાની છે!—મોહબત.
પરસતેસ એ હમ નારીની ખુદાને બી તો પ્યારી છે!
ખાવીંદનો ચાહા નીખાલેસ તે, મીસાલે કીસ્સા કાહાણી છે!
ખાવીંદનો ચાહા, ખરેજ બહેનો, ખુદાની ખુદ ખુદાઇ છે!
સુખી તે નર, સુખી તે નાર, જેની જીંદગી વફાની છે.
મોહબત મુજ સનમની જે તે માહરી જીંદગાની છે!
અમરગી આપનારૂં એ ખરૂં અમૃત પાણી છે!

---

ગાયન ૩૪૧ મું

મોટાંઓનાં તો મોટાં ભવાડ
જોવાની મજાહ પરે, મારા લાલ!
આ મારો છેટ બડો લુસ્સો લાલાજી
ઉંડા પાણીની રમેસે બાજી
એવાં પાણીએ ચરે કેમ વાલ?—મોટા
સાબકે મારો એવાં જે પાજી,
ખાછડાં ખાઇને થાએ સે રાજી
દોલાના ઘોરાની સાલે છે સાલ—મોટા

---

ગાયન ૩૪૨ મું      બચ્ચા કચરા—એ રાહ.

ફુટયાં ખાધાં, ફુટયાં માથાં!
કીધા સીધા બઇરીઓએ! (માણેકને) બરયું જીવતર
(ચાનને) લ્યાંનત તુંજ પર! આ લોક બધાં હજીએ તોએ!

કોરસ.

બૈરાંઓનું રાજ આજ એ નકકી થયું,
ને મર્દોનું તો પાણી જુઓ આજ ઉતરી ગયું,
સૌ રોબને રૂબાબ તે બધું જતું રહ્યું,
શરમ શરમ બધું બૈરાંઓનું કહયું થયું!

---

ગાયન ૩૪૩ મું                કવ્વાલી.

જ્યારે અકકલ પર પરે છે પથ્થર, સારૂં કદી સુજતું નથી!
જેપર પરે તે પોતેજ ભોગવે, કદર કોઇ બુઝતું નથી!—જ્યારે
છતી આંખે બને આંધળો જો, સારૂં તે સુઝાડે કોણ?
સારૂં કહ્યું તે લાગ્યું ખારૂં, સારૂં કદી રૂચતું નથી!—જ્યારે
બદબખ્તી શિકાર કરે જો, છતા કાંને છે બેહેરો તે;
પરતીમાં તેને વગર ઠોકર કોઇ કશું પુછતું નથી!—જ્યારે

---

ગાયન ૩૪૪ મું                રાગ—ભેરવી.

હરે રામ હરે રામ હરે રામ હરે, (૨)
ભજા કર એહી નાંમ અરે બાવરે!—હરે
રામ નામકા જાપ છોડકર ઔર નાંમકા કૌન કરે—(૨)
કૌન પીયે મોરીકા પાંણી, જબહો અમૃત કુંડ ભરે—ભજા.

---

ગાયન ૩૪૫ મું                અરે સુ માનવનો અભીમાન—એ રાહ.

અરે આ અબલાનો પોકાર
બાપ, જરી સાંભલોરે!
કહું હું કરગરી સો સો વાર
માંગ્યું માહરૂં મલોરે!—અરે
દુઃખ્યારી આ નારી બીચારી રોજ......રરે;
પરવર, તુંજ વન મુજનાં સંકટ કોણ......હરે?
કર કરૂણા કીરતાર—અરે.

(સાખી.)

સીતા સતી, તારામતી, દમયંતી દેહ દુઃખ વેઠતી,
સતીઓને દુઃખ આવે અતી પણ ધીર નહિ તે છોરતી!
કદી સુખ ને કદી દુઃખ એવી આ જગતની છે ગતી,
ધીરજ ધરૂં કે સાહાય થશે રેહેમી જે જગતપતી!—અરે

---

ગાયન ૩૪૬ મું.                અરે મન, સોચ તું ભાઈ—એ રાહ.

માનવ, ન ગુમાવ જીવન, નકામું તે તો જાણીને!
ઉડી જવું બની પતંગ, અંગ છે ખાક માનીને!—માનવ.
અરેરે કાયા માયા તો જગતમાં બસ ફાંની છે,
સમાલી લે જવાનીને, જવાની ન રહેવાની છે!—માનવ.

---

ગાયન ૩૪૭ મું "The Man that broke the bank at Montecarlo."-રાહ.

ઓહ આઈ વેન્ટ યુ ઓલ ટુ અનડરસ્ટેન્ડ—
હું ડેસી કલાસી સ્વેલ, અપ-ટુ-ડેટીશ છેઉં, ને વૅલ—
ઈફ યુ ઓનલી લેટ મી ટેલ—
લોક તો કહેછ કે ખરચું છ મુજનું-લોકની દરકાર શું?-
યારો દેખો મારૂં ફેશનેબલ "ઉ"!
દેખો, યારો, મારૂં ફેશનેબલ "ઉ"!

(કોરસ.)

શું મુજ ચાલચલણ, એસ્કાટ. ઇટરાટ—
શું કોટનો કટને સ્ટાઇલ—બસ આ-લા બૅડમ પાઇલ
મુજ ડ્રેસ-ને ડેસ-ને સ્માઇલ—

કે મુજને, યારો, જોઇ—બસ ઐરાં પરે મોહી—
જોકે બાપ તો હતો માહરો અલાહીબાગ્યો!
ફેસના બાબમાં તું શું સમજે-બાજુ થઇ જા—હટ!
જોની ટેલ કોટનો આએ વટ, એ છે લેટેસ્ટ સ્ટાઇલનો કટ!
મકદુર કોણુની એમાં કરે સેહજ પણ ચાં કે ચું!
લંડન કટનું એમાં ફૅશનેબલ "ઉં!"
એમાં લંડન કટનું ફૅશનેબલ "ઉં!"

(અફ્લાતુન.)

---

**ગાયન ૩૪૮ મું** "I Love a Lassie"—રાહ.

ઓહ, મને હરબાર
છે પ્યાર પૈસાનો ને માનો કે એ પૈસા જગમાં આલા છે.
છે પૈસા જગને વાહલા-ને જે નથી પૈસાવાલા'
તેના ઢંગ, યારો, તો નીરાલા છે!
એ પૈસા ખણુ ખણુ બોલે-પૈસા બેહસ્તનાં બારણું ખોલે,
પૈસા દુન્યામાં છે સર્વથી આગલ,
બીન પૈસા ખાલી ખાલી, લોકો કેહશે છે મવાલી,
બરો ગારીલ ગાવદી—પાગલ!

(કોરસ.)

છે મરજી માહરી—
મલે જો નાર પ્યારી કોઇ સધ્ધર બડી માલદાર,
બંદો ઝુકે પૈસા સામે-બસ પૈસાજ આવે કામે,
છે જગમાં એજ તકરાર! (બે વાર)

(અફ્લાતુન.)

---

**ગાયન ૩૪૯ મું.** ઉપલીજ—રાહ.

એ ખરો દીલદાર—
છે બ્હાર પૈસાનો તો મલે નાર સાથ પચાસેક હજાર
તાબેદારી જાનની સારી. છે પૈસાની દીલદારી!
નથી પ્યાર ફ્યારની દરકાર!
દુર અંદેસો માહરા જેવા, સોહઘે ચાન્સીસ અહીં તહીં એવા,
નહી જોએ અગલી કે નહી જોવા થોબે ફેર,
મને પૈસાથી સગાઇ—પૈસે જાણું તે સગાઈ,
ઓહ, પ્યાર;-રેટ? આઇ ડોન્ટ કેર?

(અફ્લાતુન.)

---

ગાયન ૩૫૦ મું રાહ—અંગ્રેજી.

ઇલેક્ટ્રીક ટરામબેટ યુઝલેસને બધુવાહીયાત કામ
મુરદા બેશ જાઓ કે દોઝખ જાઓ ચલાવે યા હોમ હામ
દરશન ખોટા તદન ખોટા છે બશ એક મોટું નામ
અંદરથી ગોઓટો પાનું કોરૂ તમામ
ઢેરાનો ખાધો ગાંડો હથ્થી ધુઝાવતો તો જાય આખ્ખી ધરતી
મોતું ફીચુંને પુછરી કેઈ તેની સમજ નથી પડતી
હથ્થી તો જાને ભુખો ડાસ ખાય આખ્ખો દાડો તાર
ને જરા જો મોતું હલીયુ તો મારીયા ઠાર
અરધે રસ્તે રખરાવી દેને અડઃઇ બેસે ત્યાં
ખાવાનું ખુચુ છેરાયુ બોતરી આપો મોમાં—

(જીવતુ-દોજખ)

ગાયન ૩૫૧ મું રાગ—અંગ્રેજી.

ઉલતું સુલતું દીકરા મારા ચોકથું ગોથવી કાધીએ નામ
કરીયે કાંઇ નવા સુધારા પાંટીવાં ગોથવી કાધીયે કામ
કોલ દલાલનાં હાથો કારા કમ્બખતિમાં ભીડીએ હામ
ચુકલો મી તોવાજ લેબારા ગરડન ઉપર જેલનો ઠામ
ખુબીથી કર કોઇ કરમ છોડી દુન્યાની શરમ
રાખી મુઠીમાં ભરમ, પાલમ વાલીનો ધરમ
મહેનતોનો બદલો યાર, કુંડીપાક નરમ નરમ
એકને બદલે ચાર ચાર, કુંડી પાક નરમ નરમ
બાંધી કમ્મર થાવો ગરમ, લઇ બ્રાન્ડી ન બેવડો રમ
બદલો નહી મલે કંઇ કમ, કુંડી પાક નરમ નરમ
કરીને લાખના બાર હજાર, કોઇને પ્યારને કોઇને માર
પીધર ઇને થાવો યાર, મેથી પાક ગરમ ગરમ-કરીને.

(ફાંકડો ફીતુરી)

ગાયન ૩૫૨ મું પેત હાય પેતક ધડા—એ રાહ.

એક બસ એક, ફકત એક પીએ જામ,
લટપટપંજી જાય બની જો બરો હોય બેફામ!
તો પીઓ મારા લાલ, પીઓ બેમીસાલ,
એ રંગેલ રંગીન આબ થઇ ખુશાલ તમ તમામ! એક.
જે નર દારૂ નહીં પીએ તે મરદ નહીં મુદરાંમ,
મરદ નહીં પણ ઘાંચીનો એક બલદ તેનું નામ;

એવા નરા બેલ, (આ) દુન્યાથી ગાફેલ
તેવાઓનું જીવતર છે આ દુન્યામાં હરામ—એક.
પીઓ દોસ્તો બેધડક, તમ પીઓ બેલગામ,
રંગ રાગથી પીતાં શરાબ ગજાવો આ ધામ;
નહીં પીએ શરાબ—થાય ખાનું ખરાબ,
ચાવવો નથી પડતોં, દોસ્તો, દાર જેનું નામ!—એક.

---

ગાયન ૩૫૩ મું                રાગ–અંગ્રેજી.

ચેત ગાફીલ ગમાર. ચેતી થા હોશીઆર,
થઇ જા તું ખબરદાર. રે ઓ યાર!
કર ના તું કાંઈ નકાર, દુન્યામાં મક્કાર
છે પડેલા બેશુમાર, રે ઓ યાર!
જુલમગાર, ચોરચખાર, બદકારો અપાર!
દેખાવે ઇજ્જતદાર, રે ઓ યાર!
થઇ નેક અવતાર. કર પાપો હજાર,
થવુ હોય જો જરદાર, થઇ જાતો બદકાર,
નહીં લે તે આધાર, નહીં તો પડશે પાર,
એવો છે સૌ ચીતાર ત્યારે તું ધ્યાન લગાર,
તેવો છું હું નામદાર, રે ઓ યાર!

(જુગાર.)

---

ગાયન ૩૫૪ મું                રાગ–અંગ્રેજી.

દીલે હું છેઉ દુલ્લો જવાનીનો બહાર.
એ બી સાચ, એ બી સાચ, એ બી સાચ છે!
અરે જુવો કાંહાં પણ મલેછ ધીરનાર,
એ બી સાચ, એ બી સાચ, એ બી સાચ છે!
પચ્ચીસ ટકા સુધી વ્યાજની જીકકર કરૂંચ,
કાકા મરે, હેવેલ મલે એમ બી ભુસી મરૂંચ,
રે તરીમ ત્રાક થઇ સાથે બની હની ફરૂંચ!
એ બી સાચ, એ બી સાચ, એ બી સાચ છે!

કોરસ.

ખાઇ પી આ જંજાલીથી આખર પરવારો;
મજાહ જોઇ લેઓ અંતે રરસે રૂવારો,
રે હાથ છુટટે ચાલુ રાખો ગજવા પર મારો,
એ બી સાચું, એ બી સાચું, સાચું છે યારો!

---

ગાયન ૩૫૫ મું. રાહ અંગ્રેજી.

નહિ મુજ સમ કોઇ અલબેલો, બસ જગ સારી ઢુંઢી મેલો;
આ શ્વેત બદન ને રંગિન ગાલ, લબ પરવાલાં કસબી બાલ,
જોઇ પરીયાંબી બેહાલ; છે બીજો કોઈ ફાંકડો.—૧
જયમ ભમર કમલ પર નિત ભટકે, ચન્દ જોઈ ચકોરા તન પટકે;
જયમ મધ પર અગણિત આવે માખ, મુજપર મોહિત નારો લાખ.
નહિ દેખે તો થાએ રાખ; છે બીજો કોઈ ફાંકડો.—૨

# એકજ ભુલ.

ગાયન ૩૫૬ મું. ગઝલ.

તુમ્હેં યેહ કયા પડી લોગો યા વોહ જાને યા મએં જાનું.
કટાએ ઇશ્કમેં જો સર ઉસીકા મર્દ મયેં જાનું—તુમ્હેં.
વોહ મેરી આંખકા તારા, મયેં ઉસકા દરદકા મારા,
ફીરૂં જંગલમેં આ વારા યા વોહ જાને યા મએં જાનું—તુમ્હેં.
બીછાઈ ઇશ્કકી ચોસર, લગાઇ જાનકી બાજી,
ફરામોશીમેં દીલ હારા, યા વોહ જાને યા મએં જાનું—તુમ્હેં.

ગાયન ૩૫૭ મું.

હટો જાઓ સૈયાં, ન સતાઓ સૈયાં.
જાનું ગતીયાં, તોરી બતિયાં,
માનુંગી મએં નાંહી કનાઇ—હટો.
રએન ગંવાકે આયે, સોઓત રીઝાકે આયે,
મોહ જલાને આયે—જાઓ૦
સેજ સુની રહી ફુલોંકી છાઇ, રોતે રોતે
રાત ગંવાઇ મએંને, (૨).
આસુ ઉભરે રહી મયેં ન્હાઇ,
તુમ તો બસાયે પરાયે લુટાયે ખુદ માનો બધાઇ—જાઓ.

ગાયન ૩૫૮ મું.

છે સદા સમય પાપેંથી છુટવા, શીદ ડરે નાદાન?
શીદ ડરે નાદાન! કંઇક તો સારી શીખામણ માન (૨)—છે સદા.
જેમ પાપની ઝળકેં મોહી, દોડે તું ભુલી ભાન,
તેમ પુણ્યને સહેજ પકડયતો, થાય પરમ કલ્યાણ—છે સદા.

સાખી.

જીવ મુસાફર શરીર હોડી ને છે મન રૂપી સુકાન,
મનથી મરવું મનથી તરવું, મનપર રાખ નીશાન.
કર્યું એટલું નાંખ કુવામાં, આજથી તજ તોફાન.
માંડય ચાલવા સીધે મારગે, આજથી થઇ સાવધાન—છે સદા

---

ગાયન ૩૫૯ મું રાગ ભયરવી.

આ દુનીયાં છે જાદુની માયા.
પલપલ પલટી જાતી કાયા.
ગગને વાદળ રંગ સમાયા સમાયા–છે જાદુની૦
દીકરા દીકરી પતિને પ્રેમદા બ્હેન બાંધવની જોડી,
એક એકને પકડી પકડી નાખે કાળ વછોડી.
કોણ રે કોના છે કહેવાયા કહેવાયા...છે જાદુની માયા.
કાળાં વાદળમાં જેમ વીઝળી ઝબકે ને મટી જાય,
એવા સુખના ચમકારામાં મોહ તને કાં થાય?
યાદ કરી લેને તું જગરાયા–જગરાયા–છે જાદુની માયા.

—:૦:—

## કુમારપાળ.

—૦:—

ગાયન ૩૬૦ મું

અમારી જય ગરવી ગુજરાત
સકળ હિન્દમાં શ્રેષ્ટ ગણાતી
જેના જશ ગૌરવને ગાતી ભારતી ગુણ રળીયાત—અ૦
બંધુ ભાવના મંત્ર મધુરા સ્વદેશના વરક્ષક શુરા
પણ પ્રતીપાલક પૂરા જનની જનની વિખ્યાત—અ૦
ભરત ભુમીની નન્દન વાડી કીર્તિ માલિની કુંજ રસાળી
પુનરપિ થઇ હરિયાળી વિલસે વિમળા વિજય પ્રભાત

---

ગાયન ૩૬૧ મું ગરબી.

સખીઓ સ્વર્ગ તણા આવાસ વસાવ્યા આંગણેરે આજ
લ્હેકે કલ્પલતા ચોપાસ બીરાજે બારણે રૂતુરાજ—
રજની વરની જો રસહેલી કરતો કુસુમાયુદ્ધ શરકેલી
મુગ્ધ બને મદઘેલી રમતો રંગમાં રસરાજ—
ચડયો અનિલ અટારીએ ચંદ્ર ચડયો આકાશ
પ્રણય વાડીની કુંજમાં જુવે રસીકના રાસ
રાસ રમાડે સજની એ સોહામણા શિરતાજ—

---

ગાયન ૩૬૨ મું

લાખ પ્રયત્નો કરો છતાં પણ પાપ છુપાશે નહી
જેમ અનલ ઘેર્યો ઇન્ધિનમાં એ પળ છુપે તહીં
તેમ જગત ઘડીભર ભરમાશે
પણ જગનાથ નહીંજ ઠગાશે ફળ છે અહીંના અહીં—

ગાયન ૩૬૩ મું — રાગ—પીલુ

મોઘા જીવનની લ્હાણુ સાહેબા સ્નેહે સ્વીકારજો
પ્રીતિ નીભાવજો પ્રાણુ સાહેબા સ્નેહે સ્વીકારજો
નિશદિન શોભાવશુ ઉરના મંદિરમાં
આશા સાગરના ઘેરાંરે નીરમાં
ઝુકયાં જીવનના વ્હાણુ કાંઠડે એને ઉતારજો
પુરૂષ જીવનના પંથમાં પ્રેમદા જ્યોત પ્રમાણુ
દિવ્ય પ્રભા પ્રકટાવતી એજ સ્વર્ગની લ્હાંણુ
યૌવનની કયારીએ રસની કટારીઓ
પીજો રસીલા સુજાણુ—સાહેબા

ગાયન ૩૬૪ મું — ભૈરવી.

તીખે નયન મતવારે ખંજર દો ધારે
કાતીલ ! મેરે દીલકો ચીર ડારે
મેરે જીગરમેં ચુભ ગયે નયનાં લાગે કલેજે કારે—
દીલ દીયા બે દીલકો હમને દર્દયે ભારી હુવા
કુછ મજા પાના નહીં આખીરકો આજારી હુવા
દવા બતાવો કોઇ દુનિયામેં દર્દ ભનંકર ભારે—તીખે
ટલતી નહીં પીછે લગી યે પ્રેમકી બુરી બલા
વો ચુસ લેતી ખુનકો આખર પકડતી હય ગલા—
પ્રેમ પ્રેત પુઠે જીન લાગા ઓ ઉતરે નહીં ઉતારે

ગાયન ૩૬૫ મું — રાગ—પીલુ

મને ઝેરી નાગોએ ડંખ દીધા
હો કથ મારા કેમે ઉતારશો એ ઝેર
મન ઘેરી સચોટ ઘાવ કીધા
હો કકંથ હાવાં કેમે લુટાય રસ લ્હેર—મને ઝેરી.
કરમાય દીલની કળીઓ એ મીઠે મીઠે ચટકે
રૂંધાય મારે રોમે રોમે જીવલેણુ
આંખલડીની ઓથે એ ઝીણું ઝીણું ખટકે
અંજાય મારાં લોચન વિષે મદઘેન—મને ઝેરી.

ગાયન ૩૬૬ મું                    માલકોશ.

જીવન ક્ષણિક આ પણ મોહ બારે
મનના વિચારે ઘડી ઘડી મમતા વધારે
પુષ્પ પર વિમળાં તુષાર રે'શે જરી
તેમ તન ધનના પ્રભાવ જાશે સરી
પળ પણ નહીંજ માવા વિસારે—

## વીર કુણાલ.

ગાયન ૩૬૭ મું

અંતરના પુષ્પોથી સજની વીર યુવરાજ વધાવો આજે
માણુસ મણિ મેકતાશાય સોહે સજહંસ રીઝાવો આજે
ઉરના આનંદથી કીર્તિની માળા
કંઠે સોહાવો એ રસ રઢીઆળા
નટવર એ રતિવર સમ રાજે—
સ્નેહી જનના સ્નેહમાં છે હર્ષામૃત પાન
વસુધા પણ ઝળકી રહી હર્ષ વસ્ત્ર પરિધાન—

ગાયન ૩૬૮ મું                    રાગ-ભૈરવી-કવાલી.

સમય જો હોય સારો તો બધો સંસાર સારો છે
સમય સારો સીધાવ્યો ત્યાં મહીં સંસાર તારો છે—
ચડે વાદળ ચડે ભરતી પડે જોબન વધે લક્ષ્મી
ઘડીમાં તે પડી જાતાં સમયનો રંગ ન્યારો છે—
સમય સારે ન સારૂં જે કરે તે સહુ ગમારો છે
પછીથી ખાયતે સત્તા સમયનો રંળ ન્યારો છે—

ગાયન ૩૬૯ મું                    કવાલી

અમારા દેશને છોડી અમે થાનાર પરદેશી
હૃદયને મેળવી લેશે અમારો પ્યાર પરદેશી
થયા દુર્ભાગીયા એવા શજાવી દેશની સેવા
ભટકશું પારકા ઘરમાં બની લાચાર પરદેશી
અમારા દેશબંધુઓ અમારી જન્મભુમીમાં
હવે છેલ્લા પ્રણામો છે અમે હદપાર પરદેશી—

ગાયન ૩૭૦ મું

હું તો વીધ વીધ રંગ બતાવું નેન નચાવું
ને લલચાવું મારા કંથને વશ કરવા
રીસ કરી જોઉ આરી આંપી ભૂમી ખણુતી શરમાતી
હાંરે સખી લળી લળી હું લચકાતી—
મનાવતાં પણુ હું મરડાતી છણુકે છટકી જાતી
કહે માફ કર કાલાવાલા કરતાં હું હરખાતી
હાંરે સખી હસી હસીને ખસી જાતી
પગે પડે જ્યા પ્રીતમજી ત્યાં ગાણી પાણી થાતી–

---

ગાયન ૩૭૧ મું રાગ—ભેરવી.

હું ખાપરો તુ કોડીયો જોડી વીંછીને સાપની
મીઠા ડસીને પુછવું કે બુદ્ધિ કોઇના બાપની
કાયદો પુછી શકે નહીં એવી વિદ્યા આપણી
કાયદેથી બોલી ફરવું છે બુદ્ધિ કોઇના બાપની
માથાંઓ મુંડી મુર્ખના પહેરાવી ટોપી માપની
કહેવું અમે શું જાણીયે છે બુદ્ધિ કોઇના બાપની
પેલો સહું સંસાર અહીં પરવા કરોના પાપની
શ્રીકૃષ્ણુ ગીતામાં કહી ગયા છે બુદ્ધિ કોઇના બાપની—

---

ગાયન ૩૭૨ મું

હું મદમાતી ભુલામણીને નામે પંકાતી
કોઇ લ્હેરી જોઇ લજવાતી હું લચકછબી લેખાતી
ભર જોબનમાં ઝોલાં ખાતી દેવ દર્શને જાતી
નીરખી દ્રૈકની અતર કળીઓ ખીલીને કરમાતી
રસથી છલકે મુઇ છાતી—

---

## ભાગ્યોદય.

——:o:——

ગાયન ૩૭૩ મું લાવણી.

આંખો પરે અંધારી પૂરે પુરી છવાઇ.
સત્તા તણાં ગુમાને બુદ્ધી એ ઉંધી સૂઝે,
પીડો તમે, મારી મરે રૈયત રીબાઇરે.—આંખો.
આ રાંકડી રઇયત કદી સોંપી તમોને ઇશ્વરે,
એને પ્રીતીથી પાળવી કે મારવી એને અરે ?

લાખો જીગરમાંના નીસાસા કો કદી બુરૂં કરે.
માટે દયાની દ્રષ્ટિથી પાળો પ્રજાને આદરે.
સંતોષ જ્યાં પ્રજામાં, આબાદી ત્યાં સવાઇ.
જ્યાં ધરમ રાજ્ય ચાલે, ત્યાં રામની દુવાઈ.—પીડ.

ગાયન ૩૭૪ મું — ગજલ.

દિલ મારૂં આ દીવાનું ફટકયું ફરે છે કયાં કયા?
જેમ જેમ લગામ ખેંચુ જઇ જઇ મરે છે કયાં કયાં?
પુરાઈ પીંજરાંમાં હું પંખણી ખુશીથી,
તોયે પછાડી પાંખો ફોકટ ફરે છે કયાં કયાં?
જુવાની આ મુંઝાકે, પણ સત્ય કેમ છોડું?
તોયે હૃદય પ્રણયની પ્યાલી ભરે છે કયાં કયાં?
કયાં જીગર ચીરાયે, કયાં જીંદગી સુકાશે,
જાણું ન આંખમાંનાં આંસુ ખરે છે કયાં કયાં?

ગાયન ૩૭૫ મું — માંડ–કેરબો.

ઓચીંતાં કુસુમ બાણુ મારી, ઓ પ્યારી,
રંગીલો કાન કયાં ગયો?
મીઠા બોલ બોલી ફસાવી છબીલો કાન કયાં ગયો?
હું ઢુંઢું અકેલી વનમાં,
અરે હાં છુપાયો, કયાં લાડીલો?—ઓચીંતાં.
મટુકી લઇ હું તો ગઇતી મહી વેચવાને,
લુટી લીધી નંદલાલે,
ભુલેલી ફસેલી થઇ ઘેલી છળેલી, બતાવો
રસીલો કયાં લાડીલો?—ઓચીંતાં.

ગાયન ૩૭૬ મું — માડ—દાદરો.

ચાલોજી પીયા ખેલો આજ હોરી
તારી રંગ ભરી પીચકારી સોનેરી
દેહ ભીંજાય જો ગોરી ગોરી મોરી—ચાલોજી
તું વસંતની વેલડી, લ્હેરે લથી લળી જાય,
તેમ તેમ મોહન મંત્રથી, મુજ મન ઝોલાં ખાય.
પીયા તારાં ઘેરાં નેનાં,
કસુંબલ ઘેર્યાં નેનાં,
ઝોકે ના જાજા વ્હાલા,
રંગ ચુવે ને ભીંજાય સાડી મોરી.—જી પીયા ખેલે

ગાયન ૩૭૭ મું　　　　રાગ આશા—ખેમટો.

મને વરવાની આશામાં
જોને વર પેલા સલામો ભરી રહ્યા—મને
જોબનનો નવ રંગ ચડયો તને અંગ અંગે સખી
ખીલ્યું અનોપમ રૂપ મનોહર-પેલા સલામો
મીઠાં સુણાવે ગીત ફાગણુ જો પ્રેમનાં,
સ્રૃંગારો મોકલે વસંત આ.
બન્ને રસીકવર બાઇ મળ્યા તને,
ખોળે કાં કંતને ? વરને વસંતને
ખેલાવશે તને-પેલા સલામો
લુચ્ચો પવન મારે અંગે લપટાય છે. ભમરો આ કંઇક કહી જાય છે.
ગાંડા બન્યા છે બેઉ તારી મીઠાશમાં. રસના ઉલ્લાસમાં, બાહુના પાશમાં,
ખેલે વિલાસમાં—પેલા સલામો

---

ગાયન ૩૭૮ મું　　　　કાફી—લાવની.

વાણી આંખને શીખવું, અર્પું હૃદયને નેન,
અંગે અંગ હૃદય કરૂં.પૂજું હું રતિ. મેન.
હું જે પ્રેમે વરી તમને, તમે એમ રાખજો અમને.
હોય દોષ, મને કે તમને ભુલી જજો દાસીને તમને—તમે
પ્રાણુ સરીખી ગણું હું પ્યારી એથી વધું શું બોલું ?
બોલોજી બોલો કંઇ બોલો પ્રેમની બોલી એ અણમોલી
પ્યારી લાગે અમને-તમે

---

ગાયન ૩૭૯ મું　　　　રાગ-અંગ્રેજી.

મારા જેવા છેલ છબીલા ને છટકેલા
પારકી ઓરત પર મરી રહેલા
કરે શું બીચારા કહો બળી ગયેલા ચળી ગયેલા-મારા
ઘરની જે બાયડી તે શાકને રોટલા પારકી જે બાયડી તે બાસુદી પુરી
ખાઇયે ફરી ફરી એમાં સું અમારો વાંક
અમે ભોંયા જેવા રાંક મરી રહેલા.—મારા
ફુલેલા ફાંકડાં દેખાઇયે રાંકડા મૂછોના આંકડા ચડાવી વાંકડા
નારી જોઇ નચાવું નેન બીજે જઇ ઉડાવું ચેન,
ન થાય પોતાને ઘેર તાકડા—મારા.

---

ગાયન ૩૮૦ મું　　　　રાગ ભેરવી ગજલ.

અબસ હયેરાન કરતેહો નીગાહોંસે નેહાં હોકર
મેરે કાલીબ મેં રેહતે હો તુમી અયે જાનેજહાં હોકર

કરો તુમ સખ્તીયાં હમપર જહાં તક અપના જી ચાહે
પડે રહેંગે તુમારે દરપે સંગે આસતાં હોકર-
તમન્ના દીલકી અપે ધીરે પલક કુછ તો નીકલને દે
અરે ઝાલીમ ન આયંગે યહાં હમ ફીર જવાં હોકર.

ગાયન ૩૮૧ મું **ખેમટો.**

પ્હેલી ચૂમીનો લેવાને લાવ આમ થાઓ કાં ઉતાવળા?
કોઇ દેખી જો જાય મરૂં લાજી હું હાય
મોહ હાસ્યથી બોલાવે અધર.
કેમ છેટાં રહ્યું જાય?—પ્હેલી
મોંઘાં નવી સ્ત્રીની પ્રીતીનાં મૂલ છે,
તેમાં અમારી ચૂમી તો અમૂલ છે,
એકવાર કરૂં એ પાન,
જાઉં થઇ હું તુજ ગુલામ—ચૂમીનો

ગાયન ૩૮૨ મું **કેરબો.**

સરકાર તારી બોલી પ્યારી લાગે મહારાજરે
સરકારરે રંગ રસીયા—સર
ઝરમર ઝરમર મેહુલો વરસે વીજ કરે ચમકાર,
અન્નદાતા તારો પચરાગ સાફો ભીંજે મેઘ ધારરે—સરકારરે
રૂમઝુમ રૂમઝુમ મોરલા નાચે, વાગે વીણાતાર
અન્નદાતા તારી અમૃત નજરે, વરસે આનંદ ધારરે—સરકાર

ગાયન ૩૮૩ મું. **ભેરવી—લાવણી.**

**સાખી.**

ભાઇ ભાગ્યની ગાડીયે, ઉદ્યમ ને અભિમાન,
જોડયા એ બે બળદીયા, નસીબ ગાડીવાન.

સુખ દુઃખે ભરી, આ મુસાફરી, કરમે જે ઠરી કરવાંની પુરી,
નહીં વધે ઘટે તેમાં જરી, જીવની શકિતને પ્રબલ બુધ્ધિ,
કાં ગણો તમામ નકામાં? નકામાં તમામ એ નકામાં, ન થાઓ બાપુ સામા.

**સાખી.**

જીવ ભાગ્ય ફળ ભોગવે, પૂર્વ કર્મ અનુસાર,
વાવેતર આ જનમનું બીજે જનમ ખાનાર.

ચાહે તે કરે, ને મથી મરે, ભાવીના ફરે, કોઈ દી ખરે,
જે લખ્યા લેખ તે ઉતરે, સદ્ વિચાર, સાધન, પ્રયત્ન,
ગણો તમામ નકામાં? કામાં તમામ એ નકામાં, ન થાઓ બાપુ સામા.

ગાયન ૩૮૪ મું. રાગ—આગેસવરી ચૌતાલ ધ્રુપત.

દૈવ થકી જે થયું નીરમીત ગણું પુનીત મારે મન
પાળું હું પ્રાણપણે સદૈવ—દૈવ
જગત યંત્રને જે ચલાવે જીવનાં પુતળાંને નચાવે
લખ ચોરાશી ફેરા ફરાવેનમી રહુ તેને સદૈવ—દૈવ

---

ગાયન ૩૮૫ મું

દેખો કિસમતકા ખેલ ચલી ઝંઝટકી રેલ સારે ગાંવમેં.
મઅલુમ ટીકીટકા નંબર ભી, ગયા ટીકીટ, ગઇ સાથે ઓરત્ત ભી.
આખિરકે દો ગાડ, લેગયે જોરૂ યે બદજાત...એ...
બસે માલ ગાડી જો આઈ, અફગાની ઠોસે વોહ ભર ભરકે લાઇ,
ખરીદે હમીં ઉન્સે પિટગએ, લડા જકશનપે આકર પંજાબ મેલ.

---

ગાયન ૩૮૬ મું

જા જારે શું રિશાય રશીલી નજર મીલાવી લે, (૨)
ચટપટી ચિતમાં લાગી ચતુરા ચ્હેરા જોવા દે.
હિરા મોતી માંગ મધુરી, ઝાઝર ઝુમણાં લે,
મદન અગન તનમાં લાગેલી, તરત બુઝાવી દે.
સમતા નથી રહેતીરે, સલુણી મરમ વચન મુકીદે,
કલ્પ લત્તા છબીલી તુજ છાયે, પામર પંખી લે.

( ઉમાદેવડી.)

ગાયન ૩૮૭ મું રાગ—માંડ.

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ,
ત્હારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ.
સદા સંસારમાં સુખ દુઃખ, સરખા માની લઇએ,
રાખે જેવી રીતે રામા, રંગે તેવી રીતે રહીયે.

સાખી.

પીપળ પાન ખરંતા, હસ્તી કુંપળીયા.
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીયાં.
નહી જેવીને તેવી નિત્ય, કોઇની નભતી જોઇએ;
દશાના ઢંગ, રુતુના રંગ, જેવા દેખી લઇએ.—સદા.

સાખી.

કદી મેહુલોને માળીયા, કો દીન છપ્પર ખાટ,
કોઈદીન એવો આવસે, ભુખ્યા ન મળશે ભાત.—સદા.

( વિણાવેલી.)

---

ગાયન ૩૮૮ મું  રાગ—કલ્યાણ. આઇ એમ વેરી ગુડ બંગાલી બાબુ એ

(૧) ચલો જઇએ આજ રંગીલા હસતાં રમતાં મેલામાં.
મઓજ મજાને હસી ગમ્તમાં. વખત ગુજારીયે મેલામાં.
(૨) હોટલમાં રહી પ્લેઝર પાર્ટી લીજીએ આજે લેવામાં
બ્રાન્ડી સોડા ધુમ ચહડાવીયેં તેપર નિરૌ મેલામા
(૩) થક થક કરતી ટ્રેન હવે આવશે ચાલો દોડો મેલામાં
પારસી દુલ્લા ચાલો જઇએ હુરરે હુરરે મેલામાં

(મેળાની મ

---

ગાયન ૩૮૯ મું  રાગ–ભૈરવી તાલ–લાવણી.

મારી સજની તું કયાં રમી આવી રજની, સાચું બોલ બોલ બો
શાણી સૈયર તું શીદને આળ ચડાવે, કેડો છોડ છોડ છોડ,
હમણા માળા ગુંથી હતીને હમણાં કેમ કરમાણી
પરસેવો તને કયાં વળ્યો, તારી ભમ્મર કયાં ભીંજાણી—સાચું,
કાળો ભ્રમરો શિર પર બેઠો, ઉડાડતાં ગભરાણી,
લાંધોટે લટ છુટી ગઈ, મારી ભમ્મર ત્યા ભીંજાણી...કેડો.
કસ્તુરી તારા અંગે બહેકે કુસુમ કળીના હારો,
નયન રહયા છે નાચી નવેલી, મળીયો કોણ ઠગારો—સાચું.
ચંદ્ર સરોવર નહાવા ગઇતી વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો.

(બળી:

---

ગાયન ૩૯૦ મું  અરે દુન્યામાં પૈસો સું—એ રાહ.

અરે દુન્યામાં પ્રેમી કયા, બધે મતલબની યારી છે...અરે.
બિચારા કોઇક સાચા પ્રેમી, તેની તો ખુવારી છે....અરે.

**સાખી**

પોપટ જેમ પઢંતતો, અચરે અચરે રામ;
મુરખ જન તેમજ બકે, પ્રેમ પ્રેમનું નામ.
કયાં છે સાચો પ્રેમી હા, કયાં તે સાચી પ્યારી છે અરે.

**સાખી**

પ્રેમી પ્યારી કરી મરે, પ્યારી કરે મીજાજ;
પ્યારી પિયુ કરી મરે, પ્યારા રંડી બાજ.
ગયો સાચાનો વખત હા, દગલબાજીની બાદી છે અરે.

(કેસર કેસરી

---

**ગાયન ૩૯૧ મું** **રાગ—ભજન.**

જે જાળ જગતની તોડી ફોડી, મુજ શરણમાં આવેરે;
ભવદુઃખ તેના જાએ ભાગી, તાપ ત્રિવિધ નવ તાવેરે.—જે જાળ.
સંસારીનું સગપણ છોડી, ભકિત મારી ભાવેરે;
તેનો દાસ થઇ હું દોડું, જરી શરમ નવ આવેરે.—જે જાળ.
સરીતા સાગરમાં મળી, લહે જેમ વિશ્રામ;
તેમ ભકત મુજ રૂપમાં, મળી લહે આરામ.
મ્હારે આધારે રહે, મ્હારા ગુણ જે ગાય;
મનુષ્ય મજુરી આપતા, હુંથી કેમ રખાય.—જે જાળ.

**(નરસીંહ મહેતો.)**

---

**ગાયન ૩૯૨ મું** **રાગ ભજન.**

આવો, આવે સમયે અમોને ઉગારવા ધિરા ધાઇ,
સાહે કરો સહુ જોતાં રામ રઘુરાઇ.
મતી ગતી મુંઝાણી છે પ્રભુ વેગે પહોંચો પ્યારા,
ભુજંગને આપો ભાવે, જીવત દયાળુ દાતા.
ગાયા નહિ જાયે ગુણો ત્રણે ભુવનોના ત્રાતા,
જોયા નહિ આપ જેવા, જગમાં જોરાતા—આવો૦
તાર્યાં આપે તંતે ભકતો જુવો અહલ્યાબાઇ જેવા,
આનંદે આરાધે છે દાડી, દેવો કેવા-કેવા.
વેદોમાં વિખ્યાતી વ્હાલા, સૃણી કરે સર્વ સેવા,
કબિરનાં કષ્ટ કાપો લાખેણી, સુકિરતી લેવા.—આવો૦

**(કબિર-વિજય.)**

---

**ગાયન ૩૯૩ મું** **રાગ (વૈરાગ્ય ભજન.)**

જુઠું જુઠું જગત ખરૂં જાણય માં રે.
જુઠી જનની, જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા,
કાચ કુંપો છે કાયા, મમતા તાણ મા. રે.
ગગને જામે વાદળ ગોટા, પાણીમાં પ્રગટે પરપોટા,
ખેલ વિશ્વનો ખોટો સાહી જાણ મા. રે.
મારૂં મારૂં કરતાં મરતાં દ્રવ્ય કાજ પાપે નહી ડરતાં,
મેલી ચાલ્યા દામ ખજાનો ખાંણ માં રે.
જુઠી જાણો જગતની બાજી, આતશબાજી જાશે ગાજી,
અંતે સૌનું સોવું છે, સ્મશાન માં રે.

**(બોડાણા ચરિત્ર)**

---

**ગાયન ૩૯૪ મું**

હમારી લાજ તમારે હાથ એ નાથ નિભાવજોરે—હમારી.
"સદ્દગુણુ જ્ઞાન સુબુદ્ધિ આપો, સત ચિત આનંદ ઉરમાં સ્થાપો."
અગમ નિગમનો માર્ગ સુગમ બતલાવજોરે—હમારી.
ભક્તિ થકી ભવ બંધન તુટે, ડગલે ડગલે આયુષ્ય ખુટે,
શ્રીધર અમ તન મનના તાપ સમાવજો—હમારી.

**(મહાશ્વેતા કાદંબરી.)**

---

**ગાયન ૩૯૫ મું**

કાયર તે નરને સમજો જે કરમે હસ્ત મુકી ફરતા,
નસીબ માની બેસી રહેનારા, દીહા રડવડતા—કાયર.
ઉદ્ધી અંદર ઉતરતા તે, મોતી પાકી નિકળતા,
તીરે રહી જોનાર તમાસો, નહિ કોડી મેળવતા—કાયર.
નાનું બાળક ભણુતાં પંડિત, પણુ ધસે છે દોડી;
ભાગ્ય કસોટી ઉદ્યમ કરીને, તજી નિરાશા ઝોળી—કાયર

**(બળીરાજા.)**

---

**ગાયન ૩૯૬ મું.**

ભલા ભલા વિશ્વમાં વિશ્વાસે કુટાય છે
વિશ્વાસે કુટાય છે ભરૂંસે ભુલ ખાય છે (૨) ભલા.
દેખતા પણુ આંખ છતાં અંધ બની જાય છે
અમૃત જાણીને વિષ પાયું પી જાય છે.
અંત એવા અધર્મીનું જડામુળ જાય છે (૨) ભલા.
પાપનો ઘડો જ્યારે પુરો ભરાય છે
ઓચીંતો એકવાર ફટ ફુટી જાય છે,
અંતે પકડાય ત્યારે પુરા પસ્તાય છે. (૨) ભલા.

**(મુદ્રા પ્રતાપ.)**

---

**ગાયન ૩૯૭ મું** **ગઝલ.**

જબસે ઉસ શોખ સિતમગારસે યારા ના હુવા,
દોસ્ત દુશ્મ બને જો આપના થા બિગાના હુવા.—જબસે.
ઉસકો પરવા ન હુઈ દિલકે જલનકી યા રબ,
જિસકે શમએ રૂખે રંગીકા મયેં પરવાના હુવા.—જબસે.
હો ગયા મજનુઓ ફરહાદકા કિસ્સા સબ તય,
જબકે મહહુર મેરા ઇસ્કકા અફસાના હુવા.—જબસે.
રંજો અંદોહ ગમો હસરતો હિરમાહર્ય નસીબ,
હાલ તલિબકા તેરે ઇસ્કકો ક્યા ક્યા ન હુવા.—જબસે.

**(ગુણુ સુંદરી.)**

---

**ગાયન ૩૯૮ મું**

અમૃતથી પણ અતિ મીઠી લાગે માત પિતાની સેવા
જનની જનકનાં પદ પૂજન તે, મધુરા મધુરા મેવા—અ.
સ્નાન ધ્યાન સંધ્યા તર્પણ કરી, અગ્ની હોમ સુત્રધારે,
પ્રેમે ન પૂજેમાત પિતા પદ. વૃથા વખત તે ગાળે—અ.
માતા દેવી પાર્વતી, પિતા શિવ મહાદેવા;
સપુત પુત્ર આ સંસારમાં, કરેપીત્રુ નેદ સેવા—અ.

**(બળીરાજા.)**

---

**ગાયન ૩૯૯ મું**

હીરીયાં મેરા નામ મયે તંબોલન તડાકેટી
લાવો કતરમે કતરૂં નાગર પાન,
કથ્થે ચુનેકી દોસ્તી મેં હુઇ બદનામ;
અજી ખાનેવાલે આઓ, બીડા લેતે મેરા જાઓ,
લાબ મુહતો બનાઓ, મીયાં આઓ આઓ—આઓ,–હીરીયાં.
દિલ્લીકા કથ્થા પુનેકા પાન, અએસે બીડે ખીલાવું ભુલાવું ગુમાન,
અજી ખાનેવાલે આઓ બીડા લેતે મેરા જાઓ,
લાલ મુહકો બનાઓ મીયાં આઓ, આઓ—આઓ,–હીરીયાં.

**(કરણઘેલો)**

---

**ગાયન ૪૦૦ મું** **રાગ–ભજન.**

સમજ મન મેરારે યહાં કોઇ નહીં તેરા,
કયા ગફલતમેં કહેતા હે તું નાહક મેરા મેરા!—સમજ–ટેક•
બાપ ભાઇ ઓર લડકાલડકી ઓરત કુટુંબકબીલા,
દોસ્ત આસના સબ દુનિયાકે, કયું ગફલતને ઘેરા!—સમજ–૧
મહેલ ઝરૂખા કામ નહિ આવે, સાહેબકી દરઘામેં,
એક દીન એસા આયગા બંદે જંગલ હોગા ડેરા—સમજ–ર

**(અનવર કાવ્ય.)**

---

**ગાયન ૪૦૧ મું** **કવ્વાલી.**

ઘડીભર ના કરં ન્યારા રૂદે જગદીશને રાખું;
ગણીને નેણુના તારા, રૂદે જગદીશને રાખું;
પિતા માતા અને ભ્રાતા ભગિની ભાવે નથી ભમતો,
કદી ચાહુના સુતદારા, રૂદે જગદીશને રાખું;
જગતની જાળ જાલીમમાં હવે સપડાઉં હું શાને?
થયા સ્નેહી શ્રી હરિ મારા રૂદે જગદિશને રાખું.

**(જયદેવ)**

---

**ગાયન ૪૦૨ મું** મેરે ગમક તરાના એ—રાહ.

સુણુઓ મ્હેર જાની—આપું જબાની—કોલ હું તને;
બસ હું છું દિવાની—તુજ પર ગુમાની—આપું.
ચાહે તેવું દુખ પડે—રહું સહી તુંજ સાથ,
દુનિયા રૂઠે પણ કદી—છોડું નહિ તુંજ હાથ,
નિત સુખ સાચ માની—તક જીંદગાની—આપું.
હું પણ તારી મ્હોબતે—સમજું સખ દિલજાન,
જેમ ચકોરી ચંદ્ર પર—મરે બની કુરબાન,
નહિ ઓ દિલજાની—થાઉ બિમાની—આપું.
બાવા નહિ સમઝે ભલું—એ કિસમતની વાત,
પણ સત અંતે ફાવશે—નાશ થશે બદજાત,
નહિ મુજથી થવાની—તો એ છમાની—આપું.

**(સોબતે અસર.)**

---

**ગાયન ૪૦૩ મું** નહી આહા ગાજે મુજસે— એ—રાહ.

અરે જીવતાંજ મરવાની—મજા નાદાન શું જાણે;
ખરી મ્હોબ્બત તણી લ્હેજ્જત—કહો અંજાન શું જાણે.
બની અંધો જુએ છે ખેલ—ત્હેની મોંજ તે સમઝે;
સુખી દુખને ખુશી આફત—જગત બે ભાન શું જાણે
મળે છે જીતમાં જે જીત—તે જાણે હરખ ત્હેને
સુવાબોનાં સુખોની તો સુરખ એ ધ્યાન શું જાણે.
હુકુમત આફતની વાત—શાહે રૂસને પુછો;
ગરીબમા મજા શું છે—અરે સુલતાન શું જાણે.

**( સોબતે અસર )**

---

**ગાયન ૪૦૪ મું** **કવ્વાલી.**

જગતના બાગમાં બાપુ મયાળું એક માળી છે,
રસિલા છોડને પાણી સાંચીને કલાલી દે—ટેક.
સુગંધી તો ભ્રમર લ્હેશે, ખરો માલિક તો તે રહેશે;
ખિલાવી જો નહિ દેશે, ભુલ્યો નિજ ધર્મ માળીએ—જગત.
જશે જ્યાં ફુલની કળીઓ, જશે સાથે સુગંધી તો,
હરી ફળ ત્યાં હરી ડાળીઓ, જુઓ ધારો નિહાળીને—જગત.
પિતા? પુત્રી પરાયુ ધન, થશે બીજાને તે સ્વાધીન;
જશે ભરથાર લઇ તે તન, રહેશે રોઈ માળીરે—જગત.

**( મનોહરી રંભા.)**

---

**ગાયન ૪૦૫ મું.** **ભજન.**

ભાવિને કોઇ નવ પહોંચે, ભલે પુરૂષાર્થને કોચે—ભાવિને
પુરૂષાર્થમાં રહ્યે ન ખામી. બળ બધું ઉલેચે,
ભયંકર શસ્ત્ર અસ્ત્ર સજીને, વિમાનમાં ચડે ઉંચે;
—નીચે પડતા શોચે—ભાવિને
વશ કર્યાં વરૂણ વાયુ વીજળી, વિજ્ઞાન વિદ્યામાંથી,
તદપિ अवश्य भाविनो भावा भवन्ति महतामपि;
ભલે ચડે છેક ટોચે—ભાવિને

---

**ગાયન ૪૦૬ મું** **રાગ ગઝલ.**

દુનીયા તણા દિવાના, દીલબર મજાએ લુટે,
તુટે જીવનની દોરી, આશા છતાં ન છુટે.
બાળક મટી યુવાની. આવે ભલે દિવાની,
તન મન ગળે તરૂણી, આશા છતાં ન છુટે.
આવે પછી બુઢાપો, ધોળા થતાં નીમાળાં,
રે બાકી લાકી લાળા, આશા છતાં ન છુટે.
પડી જાય દેહ પાપી મરી જાય મન કદાપી,
મળી જાય માટીમાં સહુ આશા છતાં ન છુટે.—દુન્યા.

**(અહલ્યાબાઈ.)**

---

**ગાયન ૪૦૭ મું** **હોકો.**

હોકો બોલે ગુડ ગુડ, માંહે ભર્યું છે પાણી;
આગલા તંબાકુ લા, લા દે ઠંડા પાણી, (વાહરે મારા હોકા.)
હોકો વ્હાલો લાગેરે, મને હોકો વ્હાલો લાગેરે ભાઈ ભાઇ;
હોકો વ્હાલો લાગે, ચોરાનો ચોવડીયોને, દીલ્લીનો દીવાન ભાઇ (૨)
હોકો વાલો લાગે. (૩)
ચલમ તો ચતુરાઇ કરે ને હોકો હરીની માયા,
ખલેછીમાં હાથ નાખી જાણે. (૨)
જાણે ગંગાજીમાં નાયા, ભાઇ ભાઇ હોકો વ્હાલો લાગે (૩)
વહુને વળાવી, દીકરીનું આવ્યું આણુ;
ખાધા પીધાની વાત ન જાણું, ભાઇ (૨) બેઠો હોકો તાણું ભાઇ ભાઇ (૨)
હોકો વ્હાલો લાગે, (૨) વ્હારે મારા હોકા. હોકા (૨)
ડુંગર ઉપર દરિયો જળે. ને દરિયો કરે પોકાર;
ચતુર હોય તો ચેતજો, મુરખ કરે વિચાર—વ્હારે મારા હોકા.

**(સુંદરવેણી.)**

---

ગાયન ૪૦૮ મું રાગ ગઝલ—કવ્વાલી.

તમારા વિરહમાં વ્હાલા, મને વૈભવ અકારો છે.
સુકોમળ સર્વ અંગોમાં, રહ્યા છો આપ અવિનાશી.
ભુલો શું દર્શ પ્યાસીને, ગુન્હો તો શો અમારો છે.
હૃદયની પાંખડી ઉઘડી સુધાના વહી ગયા ઝરણા,
વૃથા તે આપ વિણ સઘળું ઉગરવા ન કોઈ આરો છે.
વીયોગે આ શરીર બાળી, બની શું ભસ્મ વનમાળી,
ધ્વનિ તે ભસ્મથી નીકળે, તુંહિ તુંહીજ પ્યારો છે.

(રૂકિમણી સ્વયંવર)

---

ગાયન ૪૦૯ મું રાગ—ભૈરવી—ગઝલ.

જરા ટુક સોચ એ ગાફિલ! કિ દમકા ક્યા ઠિકાના હૈ,
નિકલ જબ યહ ગયા તમસે તો, સબ અપના બિગાના હૈ;
મુસાફર તું હૈ ઔર દુનિયાં સરા હૈ ભુલ મત ગાફિલ,
સફર પરલોકકા આખર તુઝે દર પેશ આના હૈ.—જરા.
લગાતા હૈ અબસ દૌલતપે, કયો તુ દિલકો અબ નાહક,
ન જાવે સંગ કુછ હરગીજ યહીં સબ છોડ જાન હૈ.—૨ જરા.
ન ભાઇ બંધુ હૈ કોઇ ન કોઇ આશના અપના,
બખુબિ ગૌર કર દેખા તો મતલબકા જમાના હૈ.—૩ જરા.
રહો લગ યાદમેં હકકી અગર અપની શફા ચાહો,
અબસ દુન્યાં કે ધંધોમેં દુવા તું કયો દિવાના હૈ.—૪ જરા.

(રામ વર્ષા.)

---

ગાયન ૪૧૦ મું તાલ—લાવણી.

ચેતો ચેતો જલ્દ મુસાફિર ગાડી જાને વાલી હૈ,
લાઇનિ કિલીયર લેનેકો તૈયાર ગાર્ડ બન્માળી હૈ....ટેક.
પાંચ ધાતુકી રેલ હૈ જીસીકો, મન અંજન લે જાતા હૈ
ઇન્દ્રી ગણકે પૈંડોસે વહ ખુબહી તેજ ચલાતા હૈ.
તીલ હજારો ચલને પર ભી થકને વહ નહીં પાતા હૈ,
કઠિન બજા લોહે જૈસા હોકર ચંચલતા દિજલતા હૈ,
બાડે ગાર્ડ બન્માળીસે હોતી ઈસકી રખવાલી હૈ–૧–ચેતો ચેતો.
આઠ પૈહર ઇનકીમેં વિચરે રેલ સહિત યહ અંજન હૈ,
કર્મ ઉપાસના જ્ઞાન ટિકટ ધર લેતા ટિકટ હર ઇકજન હૈ.
ફસ્ટ સેંકડ અરૂ થર્ડ કલાસ લે જીતના લલ્લે શુભ ધન હૈ.
બૈઠન પાવે હરગિજ વહ નર જો ઇરહે ખાલી હૈ–૨–ચેતો ચેતો.

(રમવર્ષા.)

---

**ગાયન ૪૧૧ મું** **રાગ ગઝલ કવાલી.**

કુધારે હિન્દવાસીના હૃદયનો ગર્વ ગાળ્યો છે,
ઝળકતા હિન્દ ગૈરવનો કુધારે દાટ વાળ્યો છે.
અભણ અજ્ઞાની માબાપો મહત્તા આબરૂ માટે,
સુતાના શત્રુઓ થઇને ગૃહે પૈસા સુતા સાટે.
વિચાર્યા વીણ હૃદય વચને ભરી બીઠયા ગુમાનીમાં,
જડી જે સંતતિ લગ્ને ઝુરે તે જીંદગાનીમાં.
ગયા તે બ્રહ્મચર્યોને પ્રીતિ લગ્નો ગયા જયાંથી,
પ્રજા તે વિર શું પાકે પછી ઉદ્ધાર તે કયાંથી.

(અહલ્યાબાઇ)

---

**ગાયન ૪૧૨ મું** **કવાલી.**

થવાનું નાં થવાનું કહે, નજુમી કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે.
હતી શલ્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે.
હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહાબળી યોધ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે.
રમ્યા જુગટુ સહુ સાથે, ાવભુતી સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે.

(વીર કેશરી)

---

**ગાયન ૪૧૩ મું** **મારવાડી**

મય તો મારવાડકો બનીયો રે—બંબ્બઇ શહરકો આયો.
મારવાડસે નિકલ્યો જબતો પાકમેં નહીં થો જુતો,
ધાસલેટ (લે-ધાસલેટ) કી ફેરી ફરીને-પાંજરાપોળમાં સુતો;—મયતો.
બ્યાજ બટાકો ધંધો કરીને પૈસા પાંચ કમાયો,
આધી આધી જમે કરીને, લાડીજીકો લાયો.—મયતો.
લાડીજીકો મુખડાં ધોલો, મોરો મનકો ભાયો,
લટક મટક કર ચાલી જાણે મોરે જી લલચાયો—મયતો.

(કનકતારા)

---

**ગાયન ૪૧૪ મું** **રાગ—કાફી તાલ-લાવણી.**

અજબ નથી ઠગાઈ જાય પુરૂષ નારીથી, જીતી નથી કોઇ ગયા નારી ઠગારીથી
પાપી કલીઓ પેટ્રા તણી ચુંગાલમાં ફસી, સિઝર ગયો સમર્થ જીંદગાની પ્યારથી.
સીકંદરે કહયો નહિ આનંદમાં કદી, ત્રીયાતણી કુચાલના ઘાવ કારીથી-અ૦
ખુવાર થઇ હજાર મુવા નીચ મ્હોતમાં, રિઝિયા ઇલિઝબેથની મદભર ખુમારીથી

(કુંન્દલબાલા)

---

**ગાયન ૪૧૫ મું** **રાગ—ભજન.**

દુરમતીશે નથી દેખતો, ચેત ચેત નાદાન,
દીનદશા પાંચ મુકામ છે, આવે ભજ ભગવાન.
આ જગમાં સાચો કોઈ ન સાથી, એક પ્રભુજી સુખદાઇ છે. (૨)–દુર૦
સ્વારથનો સહુ સંબંધ ધરતા જગની જુઠી ઠગાઇ છે,
તનધન જોબન કનક કામની મૃગજળ માયા છાઈ છે.
અંત વખત કોઇ કામ ન આવે, સાચી પ્રભુની સગાઈ છે.
અમીર ગયા ઉમરાવ ગયા, ન સહુને મનની મનમાં સમાઇ છે,
સત્ય વાત સાણા નર સમજો, સાચી પુન્ય કમાઇ છે.

(સાગર સરીતા)

---

**ગાયન ૪૧૬ મું** **રાગ—સારંગ**

આવો સખી આવો માને મોતીડે વધાવો
મોતીડે વધાવો માને ફુલડે વધાવો
કલ્પતરૂ જશવતી જગ જનની
મમવાંછીત જય વિજય અપાવો
અલ્પ ગાત પહાડ ઇચ્છું ઉલંઘવા
જય જય વિજય વિજય જય થાઓ મોતીડે.

(કરણઘેલો)

---

**ગાયન ૪૧૭ મું** હું તો લટક મટકની એ–રાહ.

મારા ભાગ્યતણો નહી પાર મૈલા થાવી મારી પ્યારી
રાજ કદો થાઇશ માલીક લાખોનો સરદાર
સૌના શીરપર મારૂં લાતો દઉં હું મુછે તાર—મારા.
માતપિતા બક બક કરતા અકલ વગરના એહ
કીસમત મારૂ ક્યાંથી જાણે જનમી રાજા દેહ—મારા.
જાઉં જતાંને હાણુ માણુ મારો દરબાર
આધીન થઇ સહુ હાથ જોડશે પરણુ જેણીવાર—મારા.

(ત્રીયારાજ.)

---

**ગાયન ૪૧૮ મું** **રાગ માંડ.**

પ્રેમનો કોલ દીઓ રાજકુમાર મારા થઇ ચુકયા પ્રાણાધાર
મારા રશીયા રાજકુમાર પ્રેમનો૦
લીઓ કોલ આ પ્રીતથી સફળ કરો તમ આસ
રસીયા રસબસ કરી બાંધી પ્રેમની પાસ પ્રેમનો૦
ચતુરા દો ચુંબન હવે ચંચળ ચિત મુજ વ્હાય
ધર્મ વિધાથી હસ્ત મેળવ્યા વિના ચુંબન નવ થાય. પ્રેમનો૦

(વિભુધવીજય.)

---

